# THE QURAN

Available in different languages. Easy to understand




Buy Online / Oder Free Quran / Downlod / Be a Quran Distributor

www.goodwordbooks.com / www.j.mp/freequran4all

# સફળ કૌટુંબીક જીવનનું રહસ્ય


લે. મૌલાના વહીદુદ્દીન ખાન

● અનુવાદ ●

ડૉ. અબ્દુલગની મહેસાણીયા



ગુડવર્ડ બૂક્સ

એ-૨૧, સેક્ટર-૪, નોઈડા-૨૦૧૩૦૧

Tele. : 91120-4314871, +91-8588822674

Email : info@goodwordbooks.com

www.goodwordbooks.com

પ્રથમ ગુજરાતી આવૃત્તિ ૨૦૨૦ ફેબ્રુઆરી



'The Secret of a Successful Family Life'

**Author : Maulana Wahiduddin Khan**

Gujarati Translation

***Dr. Abdulgani Mehsania***

**Goodword Books**
A-21, Sector-4, Noida-201301 (India)
Tele. : 91120-4314871, +91-8588822674
Email : info@goodwordbooks.com
www.goodwordbooks.com

**Goodword Books, Hyderabad**
A-21, Sector-4, Noida-201301 (India)
Tele. : 04023000131 Mobile : 7032641415
Email : hyd@goodword@gmail.com

**Goodword Books, Chennai**
324, Triplicane High Road, Triplicane, Chennai-600005
Tele. : +9144-4352-4599
Mobile : +91-9790853944, 9600105558
Email : chennaigoodword@gmail.com

Printed in India
Citizen Printers, Surat

# અનુક્રમણિકા

# ૧. જીવન કળા

સફળ જીંદગી જીવવા માટે માણસને જીવન કળા શીખવી જોઈએ. જીવન કળા એટલે એક તરફ એકબીજાને સમજવું (દાત. તેઓએ પોતાની મર્યાદાઓ પહેલાં સમજવી જોઈએ) અને બીજી તરફ તેની આસપાસની દુનિયાની જાગૃતતા રાખવી જોઈએ. પછી તેને પોતાની સાચી જીંદગી કેવી રીતે જીવવી જોઈએ અને તેમાં કઈ કઈ રીતે જરૂરત પ્રમાણે સુધારણા કરવી તે વિચારવું જોઈએ.

પરિણામ જોઈને નક્કી થાય કે આપણે જીંદગીની રૂપરેખા કેવી કરેલ છે. જે યોજનાથી નકારાત્મક પરિણામો આવે તે આયોજન યોગ્ય ન કહેવાય . અને જે રૂપરેખાથી હકારાત્મક પરિણામ આવે તે જ યોગ્ય કહેવાય, કોઈ પણ કૃત્યને આદર્શવાદથી માપવું યોગ્ય નથી. પરિણામદર્શી પ્રકાશના પરિણામ પર ડહાપણ રહેલું છે.

**પતિ પત્નિના સંબંધો બહુ જ નાજુક સ્તરના હોય છે. કારણકે આ સંબંધો લોહીના સંબંધો નથી હોતા. તેથી આ માટે આ સંબંધો સફળ કરવા માટે વિવેક બુધ્ધી વાપરવી જોઈએ.** ભાવનાઓથી કામ ન લેવું જોઈએ. લોહીના સંબંધોમા ઉર્મિઓ - ભાવનાઓ જોડનાર કૃત્ય છે. તેમ છતાં માણસે સહૃદયી પ્રયત્નો કરવા જોઈએ. કુદરતી આવેગ, લોહીના સંબંધોમાં વિદ્યમાન હોતો નથી. આજ કારણના લીધે પતિ-પત્નિના સંબંધો સફળતા પૂર્વક નિભાવવા જરા મુશ્કેલ છે.

ટૂંકમાં લોહીના સંબંધો સ્વતઃ કુદરતી રીતે જ સ્થપાયેલ હોય છે. **જ્યારે લોહી સિવાયના સંબંધો જાળવવા માટે સહૃદયી પ્રયત્નો અને જીવન કળા જાણવી જરૂરી છે.**

## ૨. અસફળતા પચાવવાની કળા

એક ઉદ્યોગપતિ પોતાની પુત્રીની સાથે મારી પાસે આવ્યા. તેમણે કહ્યું કે તેમની પુત્રીના ટુંક સમયમાં જ લગ્ન થવાના છે. તો તેણીના લગ્ન જીવનની સફળતા માટે પ્રાર્થના કરવા વિનંતી છે. મેં તેમને કહ્યું કે દરેક લગ્નજીવન અસફળ થઈ શકે છે. સિવાય તેમને નિષ્ફળતામા કેવી રીતે વર્તવું તેની સમજ હોવી જરૂરી છે.

નિષ્ફળતાને સફળતામાં બદલવા માટે ફક્ત આદર્શવાદ નહીં ચાલે. પરંતુ તે માટે વ્યવહારીક બનવાની જરૂર છે. તે માટે તેણીએ તેની પરિસ્થિતિ સ્વીકારવી જોઈએ. લોકો સામાન્યતઃ આદર્શવાદની લાકડીથી પોતાના જીવનસાથીને માપવાનું પસંદ કરે છે. અને જ્યારે તેમની અપેક્ષાઓ પુરી થતી નથી લાગતી ત્યારે તેઓને લાગે છે કે મને સહૃદયી જીવનસાથી મળ્યો નથી. આવું પુરૂષ કે સ્ત્રી બંનેને લાગી શકે છે, તેથી બંને જીવનસાથીઓને આત્મિક આનંદ નથી મળતો.

સત્ય તો પુરૂષ હોય કે સ્ત્રી બંને માટે એક જ હોય છે. શારીરીક દેખાવ અલગ હોઈ શકે પરંતુ આત્મિક સંવેદનાતો સરખી જ હોય છે. જો દરેક યુગલ આ વાત જાણી લે તો નવપલ્લવીત જીવન જીવી શકે અને સુંદર આત્મિક યુગલ બની શકે.

## ૩. અનુચિત હસ્તક્ષેપ ન કરવાની નીતિ

એક વખત ભણેલા વ્યક્તિને તેમના લગ્નજીવન બાબતે પુછ્યું. તેણે કહ્યું તેનું લગ્નજીવન સારું અને સુંદર છે. મેં તેમને તેમની સફળતાનુંરહસ્ય જણાવવા કહ્યું તો કહ્યું કે તેની જડીબુટ્ટી એ ''કોઈ નેય દખલગીરી ન કરવી તે છે.'' તેનો અર્થ એ થયો કે બંનેમાંથી કોઈ બીજાની વાતોમાં કાંઈ દખલ નથી કરતા.

હું એ વાત સાથે સંમત છું કે ઘરમાં સુમેળતા જાળવવા માટે આ ઉત્તમ ઉપાય છે. ઈશ્વરે પુરૂષ અને સ્ત્રીને જુદી જુદી માટીથી બનાવ્યા છે. **દરેક સ્ત્રી**

**પુરૂષ અનોખો જ હોય છે. તેથી લગ્નજીવનમાં સામાપ્રવાહે તરવાનું હોય છે. સ્વભાવ અલગ હોય છે. તેથી આપણે સ્વભાવ બદલી નથી શકતા. આ વિવિધતા બદલવાના અસફળ પ્રયત્નો કરવા કરતા આપણે એકમેકને અનુકૂળ થવાનું વલણ કેળવવું જોઈએ. આ માર્ગદર્શક નિયમને આ શબ્દોમાં વર્ણવી શકાય. ''મતભેદો ઉકેલવાની કળા''**

આ મતભેદો કોઈ દુષ્ટ નથી હોતા તેમાં મહાન ફાયદો છુપાયેલો હોય છે. **મતભેદ એટલે મનભેદ નહીં જ!** તે તો વિવિધતાની અલગ અલગ ક્ષમતાઓ છે. જો સ્ત્રી પુરૂષમાં એકવીધતા હોત તો થોડુ જ પ્રાપ્ત થઈ શકતે. મનોએકતાનો અભાવ એ તો બૌધ્ધિક વિકાશનું રહસ્ય છે.

કોઈએ સાચું જ કહ્યું છે કે ''જો દરેક જણા એક જેવું જ વિચારે તો કોઈ વધુ વિચારી જ ન શકે'' તેથી કોઈને દખલ ન કરવી એ જ ઉત્તમ રીત છે. તેનાથી જ સુખી જીવન જીવી શકાય છે. ઘરની અને બહારની દુનિયા માટે પણ આજ રીત હોવી જોઈએ.

## ૪. ૩૦ સેકંડનો નુસખો

પુરૂષ સ્વભાવથી અહંવાદ અને સ્ત્રીને ભાવનાત્મક બનાવવામાં આવી છે. તેથી તેઓની મુર્ખતાનેલીધે મતભેદો થવા સ્વાભાવિક જ છે. આ મતભેદો તદ્દન નિવારી શકાય તેમ નથી જ. **તેનો એક માત્ર ઉપાય છે કે જ્યારે પતિ આગબબુલો થાય ત્યારે સ્ત્રીએ શાંતિ રાખવી અને જ્યારે સ્ત્રી ભાવવિભોર થાય ત્યારે પુરૂષ તેવી જ રીતે ઠંડુ મગજ રાખવું જરૂરી છે. તુરંત જ કોઈ પ્રતિભાવ કદીય ન આપવા. આ એક માત્ર આ પરિસ્થિતિનો ઉપાય છે.**

નકારાત્મક લાગણીઓ સ્વતઃ સ્વભાવગત ભડકી ઉઠે છે. પરંતુ બાલ્યાવસ્થામાં તે મર્યાદામાં રહે છે. પરંતુ જ્યારે ગુસ્સો ભડકી ઉઠે છે ત્યારે તીવ્ર બની જાય છે. કુદરતી નિયમ એવો છેકે આ નકારાત્મક લાગણીઓ ફક્ત ત્રીસ સેકંડ સુધી જ રહે છે. જો આ સમય દરમિયાન લાગણી પર અંકુશ રાખવામાં આવે તો પછી તે ફુગ્ગો ફુટી જાય છે. **તેથી જે માણસ ગુસ્સા પર**

**કાબુ રાખી તેને ફાટવા ના દેતો તે નકારાત્મક ઉર્જા પોતાની જાતે જ ઠંડી પડી જાય અને ગુસ્સો ઉતરી જાય.**

આ કુદરતી નિયમને સ્ત્રી પુરૂષ બંનેએ ધ્યાનમાં રાખવા જોઈએ. જેને હું ૩૦ સેકંડનો નુસખો કહું છું. અનુભવીઓ કહે છે કે સુખી લગ્નજીવનનું આ જ રહસ્ય છે. જે લોકોએ આ મંત્રનો ઉપયોગ કર્યો છે તેમને લગ્નજીવનમાં મોટા વિઘ્નો આવ્યા જ નથી.

કુદરતે દરેક જગ્યાએ જરૂરી સુરક્ષા વ્યવસ્થા મુકેલ છે જ. જરૂર છે ફક્ત એ સમજવાની કે આ વ્યવસ્થા કઈ જગ્યાએ છે. અને તેનો યોગ્ય ઉપયોગ કરવાની. કુદરત તેનું કામ ખામોશીથી કરે છે. જે લોકો આ મૌનની પરિભાષા સમજે છે. તેઓને કુદરતનો ઈશારો સમજાય છે જ. અને તેનાથી લાભ લઈને સુંદર સફળ જીવન જીવે છે.

## ૫. સાદગી એ જીવન સિદ્ધાંત છે

મારા અનુભવ પ્રમાણે પ્રાયઃ માતા-પિતા ''સાદગીનો સિધ્ધાંત'' સમજતા જ નથી. તેઓ ક્યારેક સાદગી અપનાવે છે, પરંતુ મજબુરીથી ક્યારેક જ પોતાની ઈચ્છાથી અપનાવે છે. પરંતુ બાળકો બહુ જ સુઝબુઝ વાળા હોય છે અને તેઓ મા-બાપના જીવન કાર્ય અને વિચારોથી પ્રભાવિત હોય છે. આવા મા-બાપના બાળકો જીવનમાં સાદગીનું મહત્વ સમજી શકતા નથી.

સાદગી શું છે ? સાદગી એ જીવનની સ્થિતિ છે જેમાં માણસ જીવનનો હેતુ સમજે છે ત્યારે તેને ખૂબ મહત્વ આપવામાં આવે છે.

ઉચ્ચ નૈતિક પાત્રનું વ્યક્તિત્વ વિકસિત કરવું દરેક માટે મહત્વપૂર્ણ છે.

ઈશ્વરે મનુષ્યમાં મોટી સંભાવના ઉભી કરી છે. તે ખ્યાલ તેમના પર છે. તેમના માટે તેમની સંભાવના શોધવી અને તેમના જીવનના હેતુને સમજવું ખૂબ જ મહત્વપૂર્ણ છે.

તેઓએ અભ્યાસ દ્વારા અને તેમના અનુભવો દ્વારા તેમના મગજમાં વિકાસ કરવો જોઈએ. તેઓએ તેમના સમયનું સંચાલન કરવું શીખવું જોઈએ અને તેમના લક્ષ્યોની પ્રાપ્તિ તરફ તેમના તમામ સંસાધનોનો ઉપયોગ કરવો જોઈએ.

હેતુપૂર્ણ જીવન એક આર્દશ જીવન છે. હેતુપૂર્ણ જીવવા મટે સાદગી આવશ્યક છે. સરળતા માણસને બિનજરૂરી ખર્ચ અને વિક્ષેપોથી (distraction) બચાવે છે- એવી બાબતો જે તેને જીવનમાં પોતાનો લક્ષ્ય પ્રાપ્ત કરવા તરફ કામ કરવામાં અવરોધે છે.

## ૬ અનુકરણીય કુટુંબ

કુરાનનો અધ્યાય ૩૩ એ પયગંબરના કુટુંબનો ઉલ્લેખ કરે છે, અને કહે છે કે, ''ઈશ્વર તમારાથી બધી ગંદકી દૂર કરવા અને તમને શુદ્ધ અને નિષ્કલંક બનાવવા માંગે છે''.

આ શ્લોક પયગંબરના કુટુંબને સંબોધવામાં આવ્યો હતો, પરંતુ પયગંબરનો પરિવાર બધા આસ્થાવાનો માટે એક મોડલ તરીકે સેવા આપે છે, તે બધા આસ્થાવાનોને સમાનરૂપે લાગુ પડે છે. તે દરેક મુસ્લિમ ઘરને સંબોધિત કરે છે. બધા મુસ્લિમ ઘરો માટે આ સુધારણાત્મક અભ્યાસક્રમ અપનાવવો જરૂરી છે જે પયગંબરના કુટુંબને ઈશ્વર દ્વારા કરવા આદેશ આપ્યો હતો.

દરેક ઘર એક એકમ છે, અને આ એકમો એક સમાજ બનાવે છે. જો સમાજના દરેક એકમમાં સુધારણા કરવામાં આવે છે, તો સમગ્ર સમાજમાં સુધારણા થશે. પરંતુ જો એકમા ગડબડી થાય છે, તો આખો સમાજ પણ ચિંતાતુર થઈ જશે. આ સંદર્ભમાં દરેક એકમની જવાબદારી પયગંબરોના કુટુંબની અથવા એહલે બયત જેવી છે, કારણ કે તે કુરાનમાં વ્યક્ત કરવામાં આવી છે. દરેક મુસ્લિમ કુટુંબે આ શુદ્ધિકરણની પ્રક્રિયામાંથી પસાર થવું પડશે જેથી ખરાબી દૂર થાય અને સારપને (goodnesss) પ્રોત્સાહન મળે.

કુટુંબનો દરેક પુરુષ અને સ્ત્રી આ માટે જવાબદાર છે, જેથી સદાચારી સમાજ અસ્તિત્વમાં આવી શકે. અને આ સંદર્ભમાં, સ્ત્રી અને પુરુષ બંને સમાન જવાબદાર છે. પરંતુ પુરુષની સ્થિતિ સંચાલક જેવી હોય છે, અને એક સ્ત્રીની સ્થિતિ સહાયકની સ્થિતિ જેવી હોય છે.

આ જવાબદારી સમજવી અને પોતપોતાની ભૂમિકાઓ પૂરી કરવી તે બંને પતિ-પત્નીની ફરજ છે. આ ઈશ્વર દ્વારા તેમના પર લાદવામાં આવતી ફરજ છે. જો તેઓ તેમની ભૂમિકાઓ પૂર્ણ કરે છે તો તેઓને ઈશ્વર દ્વારા પુરસ્કાર આપવામાં આવશે, પરંતુ જો તેઓ નિષ્ફળ જાય છે, તો તેઓને અજમાવવામાં આવશે, અને ઈશ્વરની શિક્ષા વિના શંકા સૌથી ગંભીર થશે.

## ૭. બોસીઝમ (Bossism)

ચોથા અધ્યાયમાં કુરાન જણાવે છે કે,''પુરુષો સ્ત્રીઓના રક્ષકો (કવ્વામ) છે.'' (૪:૩૪) કુરાનમાં વપરાતો શબ્દ ''કવ્વામ'' છે, અને તેનો આજે ''બોસ'' શબ્દ જેવો અર્થ છે.

'બોસ' શબ્દ મોટે ભાગે સંભળાય છે કે એક શાસક છે, અને બીજો, શાસન કરે છે. પણ કવ્વામનો એક અલગ અર્થ છે. કવ્વામ શબ્દથી શાસન કરવા કરતા વહીવટ કરવું એમ કહેવું ઉત્તમ છે. કવ્વામનો અર્થ વહીવટ છે તેનાથી સ્ત્રીનુ અપમાન હરગીઝ નથી થતું.

આજે 'બોસ' અથવા 'બોસિઝમ'ની વિભાવના બહોળા પ્રમાણમાં જાણીતી છે. આપણે આ ઉદાહરણ સાથે કવ્વામિયત વિભાવનાને સમજી શકીએ છીએ. કવ્વામિયત એટલે કે કોઈ માણસ અથવા કુટુંબમાં વડા હોય તે જ રીતે, તે કુટુંબનો વડા છે. આ 'વડા' અથવા 'બોસ' કંપનીના વહીવટને ચલાવે છે, પરંતુ આનો અર્થ એ નથી કે તે નિયમો 'આપે છે તે સામાન્ય કહેવત છે, ''બોસ હંમેશાં યોગ્ય હોય છે.'' આનુ અર્થ આ નહી કે 'બોસ' હંમેશા ઉત્તમ હોય છે. પરંતુ એક સંસ્થાને સફળતા પૂર્વક કાર્ય કરવા માટે, સત્તા અને જવાબદારી કોઈને તો આપવી પડે.

એજ રીતે ઘર પણ એક સંસ્થા છે. અને તેજ રીતે આ સંસ્થાને સફળતાપૂર્વક ચલાવવા માટે એક 'બોસ'ની જરૂર છે. આ સંબંધમાં જ કુરાને માણસને કવ્વામ કહ્યું છે.

'કવ્વામ'ની એજ હેસિયત ઘરમાં છે જે શીર્ષસ્થ અધિકારીની સંસ્થામાં હોય છે. કે તે તમામ સભ્યોથી (સદસ્ય) ઉચ્ચ હોય છે. એક ઘર અંધાધુંધીનો શિકાર બની જશે જો આ સિધ્ધાંત ન માનવામાં આવે તો!!

બોસનો અર્થ ''જવાબદારી'' છે નહીં કે બીજાથી ઉચ્ચતા! તેવી જ રીતે 'કવ્વામિયત' પણ એક જવાબદારી જ છે. તેનાથી વ્યવસ્થા જાળવવામાં મદદ થાય છે, આ પોતાની મહત્તા બતાવવા માટે નથીજ જો એ તફાવત ''વ્યવહારૂ જરૂરીયાત'' અને ''સિધ્ધાંતવાદી સત્તા''ને નજર સમક્ષ રાખવામાં આવે તો સમજાઈ જશે. તો પછી કવ્વામિયતની વિભાવનાને સમજવુ સરળ રહેશે.

## ૮. સ્ત્રી – સાચી સહાયક

''સ્ત્રીઓ તમારી ખેતીઓ છે. પોતાની ખેતીમાં ઈચ્છો તે રીતે જાઓ. સારા કામો કરો અને ઈશ્વરથી ડરો. અને જાણીલો કે તમારે તેને મળવાનું છે જ. અને ઈમાનવાળાઓને ખુશખબર આપી દો''. (કુરાન - ૨/૨૨૩)

આ આયત-શ્લોકમાં ''સારા કામો કરો''નો મુળ અર્થ જે આનો મુળ ભાવ છે કે માણસે ભવિષ્યને ધ્યાનમાં રાખીને સારી પ્રવૃત્તિ કરવી જોઇએ. માણસે પોતાને ભવિષ્યમાં આવનારી કસોટી માટે સુસજ્જ બનાવવું જોઈએ. જેથી આવતી જિંદગીમાં તેને સારી જિંદગી મળે. આ દરેક માનવનો ધ્યેય હોવો જોઈએ. આ જ આયત બતાવે છે કે દરેક એ સમજવા પ્રયત્ન કરવો જોઈએ કે સ્ત્રી આ ધ્યેય પ્રાપ્ત કરવા કેવી રીતે મથે છે. ઈશ્વરે સ્ત્રીને માણસની જિંદગીમાં સહાયક તરીકે જ પૈદા કરેલ છે. જેવી રીતે ખેડૂતને તેનું ક્ષેત્ર આજીવીકા આપે છે તેવી જ રીતે સ્ત્રી પણ સહાયક બને છે જ.

આ આયત મક્કામાં અવતરીત થયેલ હતી જ્યારે લોકોએ ચર્ચામા મગન હતા કે જીવનમાં સ્ત્રીનું સ્થાન ક્યાં છે. તે સમયમાં લોકો માટે સ્ત્રી એટલે

ફક્ત શારીરીક જરૂરિયાત સંતોષવાનું અને માનવવંશ ચાલુ રાખવાનું સાધન હતું.

પરંતુ કુરઆન કહે છે કે આ બંને ચીજો ઉપરાંત સ્ત્રીની અન્ય ભુમિકા પણ છે. અને તે છે પુરુષના જીવનમાં સફળતા માટેના સહાયકની! તેથી માણસે આ સ્ત્રી સંપત્તિનો - જે ઈશ્વરે આપેલ અનમોલ ભેટ છે. સદ્ઉપયોગ કરવો જ રહ્યો. આના સિવાય અન્ય પરિકલ્પના સ્ત્રીને અપમાનીત કરે છે. સ્ત્રી અને પુરુષે ભેગા મળીને લગ્નજીવન સંપથી જીવવું જોઈએ અને માનવ જિંદગીમાં તેમનો અભિનય સારી રીતે કરવા જોઈએ. જેથી જિંદગી સારી રીતે ગુજરે.

## ૯. સુખનું ઝરણું

કુરઆનના અધ્યાયના ૩૦માં આયતનાં ૨૧માં છે કે ''તેણે તમારી જાતીમાથી તમારા માટે યુગ્મ પૈદા કર્યા જેથી તમે શાંતિ અને સંતોષ પ્રાપ્ત કરો.'' (૩૦/૨૧)

શાંતિ અને ચેનનો અર્થ અહીં ફક્ત એ જ નથી કે લગ્નમાં જ. પરંતુ જીવનયાત્રામાં પણ સાથીનું પાત્ર અનોખુ હોય છે.

સંગઠીત પ્રયાસોથી ઘણાં કામો થાય છે. અને આ દુનિયામાં સિધ્ધી મળે છે જ. એકલો માણસ મોટા કામો નથી કરી શકતા. જીવનમાં સાથે રેહવુ એ સ્ત્રી પુરુષમાં પ્રથમ અને પ્રાકૃતિક કામ છે. તેથી બે આત્માઓનું મિલન થાય છે. પરિણામે પરસ્પર વિશ્વાસ ઉત્પન્ન થાય છે અને બંનેમાં પ્રેમના અંકુરો ફૂટી નીકળે છે.

દુનિયામાં કોઈ પણ જગ્યાએ ન થાય તેવાં મૈત્રીપૂર્ણ સહવાસ લગ્નજીવનથી પૈદા થાય છે. જો સ્ત્રી પુરુષ બંને આ વસ્તુ સમજે અને જીવનમાં ઉતારે અને તેને ઈશ્વરની કૃપા ગણીને જીવનમાં ઉતારી દે તો તેઓમાં અજોડ સાથ સહવાસ પૈદા થશે જ થશે. આની સરખામણીએ દુનિયાની કોઈ મિત્રતા આવી જ ન શકે.

ઉદાહરણ તયા વિખ્યાત ફ્રેંચ યુગ્મ પેરી ક્યુરી અને મેરી ક્યુરીને જ લો. (ઈસ ૧૯૩૪) આ યુગલે સાથે કામ કરીને અર્વાચીન વૈજ્ઞાનિક જગતમાં અજોડ કામ કરેલ છે. આ કામને જગતે પ્રશંસિત કર્યુ અને તેમને નોબલ પ્રાઈઝ પણ ૧૯૦૩ અને ૧૯૧૧માં અપાવ્યું. આવા જ સુંદર કામો દરેક યુગલ કરી શકે છે. કોઈપણ યુગલ તેમના ખાસ મનગમતા ક્ષેત્રોમાં સફળતા પૂર્વક આ કામ કેમ ન કરી શકે ભલા ? એક નવો ઈતિહાસ આવા યુગલોની રાહ જોઈ રહ્યો છે. જેથી નવો ઈતિહાસ રચી શકાય.

કુદરતે સ્ત્રી પુરુષમાં મહાન શક્તિઓ ભરી છે. જે કોઈ પોતાના પાત્રની કિંમત સમજે તેના માટે જરૂરી મેહનત કરે તો સફળતા તેના કદમ ચુમશે જ તેની ખાત્રી રાખશોજી. કમનસીબે પૂર્વ કે પશ્ચિમમાં સ્ત્રીના આ અનોખો રોલ (પાત્રને) અણદેખ્યો જ કર્યો છે.

# ૧૦. ઉર્મિ વિરુદ્ધ અહમ્

જ્યારે સ્ત્રી અને પુરુષ બંને એકબીજાથી વિરુદ્ધ સ્વભાવના લગ્નબંધને બંધાય છે. સ્ત્રી સ્વભાવતઃજ ભાવનાપ્રધાન છે જ્યારે પુરુષ તેનાથી વિરુદ્ધ પ્રકૃતિદત્ત અહંકારી જ નિર્માયો છે બંનેથી આ લાક્ષણિકતા એ ઈશ્વરદત્ત જ છે.

આ લાક્ષણિકતાના હકારાત્મક અને નકારાત્મક પાસા છે જ! જો તેનો હકારાત્મક રીતે ઉપયોગ કરવામાં આવે તો એક અનોખુ વરદાન બની શકે છે. માનવજાત માટે, પરંતુ જો તેનો નકારાત્મક ઉપયોગ કરાય તો શ્રાપ પણ બની શકે.

સ્ત્રી સ્વભાવતઃ ભાવનાત્મક હોય છે. આ ગુણ હકારાત્મક યા તો નકારાત્મક પણ બની શકેછે. હકારાત્મક પાસુ એ છે કે તેણી સહૃદયી હોવાથી કોમળ સ્વભાવ હોવાથી પ્રેમાળ હોય છે. આ તેનો સુંદર ગુણ છે. પરંતુ નકારાત્મક પાસુ એ છે કે જેનાથી તે જક્કી-જડ બની શકે છે. જ્યારે સ્થિતી સ્થાપક બનવુ જોઈએ ત્યારે હઠાગ્રહી બને છે, જો તેણી તેના સ્વભાવને

સુધારે નહીં અને દુરાગ્રહી જ રહે તો તેના માટે મોટી અડચણ બની શકે છે.

સ્ત્રી અને પુરુષ બંનેએ પોતાના સ્વભાવમાં રહેલ ગુણોનો ઉત્તમ ઉપયોગ કરી સુંદર જીવન જીવવું જોઈએ. તેમણે સતત જાગ્રત રહીને સારા ગુણોને કેળવીને સ્વભાવગત ખરાબી દૂર રાખીને હકારાત્મક બની જીવન જીવવું જોઈએ. સફળતાની ચાવી એક શબ્દમાં કહીયે તો ''આત્મસંયમ''.

## ૧૧. ઘર એટલે ગુણીજન નિર્માણ શાળા

સુંદર ગુણીયલ વંશ વૃદ્ધિ કરવી એ 'માં'નું જ કામ છે. માનવવંશ સમજો કે સતત વહેતી નદી સમાન છે. જ્યાં પાણી બદલાય છે.માનવ સમાજમાં પણ જૂનાની જગ્યા નવુ લઈ લે છે. આમા ''મા''નું બહુ જ નિર્ણાયક પાત્ર હોય છે. ગુણવાન ઓલાદનું ઘડતર એ ''મા''નું ઉત્તમ કાર્ય છે.

સારો માણસ કોને કહેવો ? સારો માણસ એ છે જે જીવનરૂપી યુદ્ધમાં જીવનની લડાઈ લડી શકે. જે સકારાત્મક વલણથી સંપન્ન છે, જે રચનાત્મક છે અને સમાજમાં સકારાત્મક સહજ યોગદાન આપે છે.

આ બાબતમાં માતાની ભૂમિકા શું છે ? ચાલો આપણે થોમસ અલ્વા (૧૯૩૧) એડિસનની માતા, નેન્સી અલ્વા એડિસનનાં ઉદાહરણથી આનું વર્ણન કરીએ. થોમસ એડિસનને જન્મથી સાંભળવામાં તકલીફ હતી, પરિણામે શાળામાં બરાબર ભણી શકતા ન હતા. તેથી મંદબુદ્ધિ તરીકે શાળામાંથી કાઢી નાખવામાં આવ્યા.

પરંતુ એડીસનની માતા તેના પુત્રના ભવિષ્યને આકાર આપવા માટે રચનાત્મક ભૂમિકા ભજવે છે. તેણે તેના પુત્રના મનમાં એવો વિચાર સ્થાપિત કર્યો કે તે મંદ ન હતો અને આ અવરોધ એક પડકાર હતો. તેને એડિસનનું શિક્ષણ તેનું ધ્યેય બનાવ્યું, અને તેમના પુત્રને તેમની કુદરતી ક્ષમતાઓનો ઉપયોગ કરવા પ્રોત્સાહન આપ્યું. પરિણામ એ છે કે એડિસનનું નામ હવે ઈતિહાસમાં એક મહાન વૈજ્ઞાનિક તરીકે નોંધાયું છે !

સામાન્ય રીતે એ માનવામાં આવે છે કે જે પૈસાદાર કુટુંબમાં જન્મે છે તે જ નસીબદાર હોય છે. અને જે ગરીબ કુટુંબમાં જન્મે છે તે કમનસીબ હોય છે. સંજોગો ગમે તેવા હોય મા નુ પાત્ર હમેંશા અનોખુ જ હોય છે. મા ના લીધે જ બાળક લઘુતાગ્રંથી મુક્ત થઈ શકે છે. પછી ભલે ને તે ગરીબ તરીકે જન્મેલ હોય મા એ અત્યારે ગરીબી અવસ્થામાંથી સફળતાના શિખરે બિરાજનારાઓના દાખલાબાળકની નજર સમક્ષ રાખવા જોઈએ કારણ કે તેઓએ મુસીબતના વખતે સંઘર્ષ અને સખત મહેનત કરી આ સ્થાને બિરાજે છે અને દુનિયા તેમને સલામ કરે છે.

તેવી જ રીતે, માતાએ તેના બાળકોને 'જે પાસે છે' અને 'જે પાસે નથી'ના આધારે લોકોને વિભાજિત ન કરવા શીખવવું જોઈએ. ઘણીવાર જોવા મળે છે કે અમુક લોકો વંચિત પરિવારોમાં જન્મેલા હોવા છતાં, તેઓ વિશેષાધિકૃત વર્ગના સભ્યો બન્યાં છે. તેથી વિભાજન એ ન હોવુ જોઈએ કે શું છે અને શું નથી. સંભવિત શક્તિ અને વાસ્તવિક શક્તિ હોવી જોઈએ. તેથી જીવનમાં હિંમત હોવી જરૂરી છે, સકારાત્મકવલણ સાથે જીવનની વાસ્તવિકતાઓનો સામનો કરવાની હિંમત અને પરિપક્વતા સાથે આવનારી પેઢી (generation)માં આત્મસાત હોવી જરૂરી છે.

## ૧૨. પંપાળવાની હાનીઓ

સામાન્યતઃ મા-બાપને એવી લાગણી હોય છે કે પુત્રીને ભવિષ્યમાં ઘરનું કામ તો કરવાનું જ છે. તેથી અહીં તેને શક્ય તેટલો આરામ આપીએ. પરિણામે જ્યારે તેણીના લગ્ન થાય છે, ત્યારે તેને નવા વાતાવરણમાં અનુકૂળ થતાં બહુ જ તકલીફ પડે છે. અને તે જવાબદારી યોગ્ય રીતે નિભાવી શકતી નથી. આ જાતનું લાડ એ સાચો પ્યાર નથી જ નથી.

આજના મા-બાપ તેમની પુત્રીની દહેજની તૈયારી જન્મથી જ કરવા લાગે છે. આ દહેજથી બહુ હેતુ સરતો નથી, તે સામાન્યતઃ કામચલાઉ પ્રદર્શનનું

સાધન બની જાય છે. દહેજ, નવા ઘરમાં મદદ કરતું નથી. દિકરીને તેના નવા ઘરમાં જે ભૂમિકા ભજવવાની છે તેનાથી દહેજને કોઈ લેવા દેવા નથી.

માતાપિતાનું વાસ્તવિક કાર્ય તેમની પુત્રીને ભવિષ્ય માટે તૈયાર કરવાનું છે, ફક્ત દહેજની જ તૈયારી જ નહીં. **તેને શિક્ષા અને સામાજિક શિષ્ટાચારની યોગ્ય તાલીમ આપવી જોઈએ, જેથી તેણીનું જીવન સફળ બની શકે.**

**પંપાળવું એ દરેક ઘરમાં અલગ અલગ રીતે થતુ હોય છે. તેમની દરેક જરૂરીયાતો પૂરી કરવી એ પણ પંપાળવાનો જ એક ભાગ છે.** બાળકોની ભૂલ જતી કરવી આ સમજીને કે મોટી થઈને સમજી જશે. જ્યારે કઈ ખોટું થાય છે ત્યારે પોતાના બાળકને નિર્દોષ સમજે છે. અને દોષ બીજાના માથે થોપી દેવામાં આવે છે. તેઓ જે માંગે તે ખાવા પીવાનું આપે છે. **આ રીતે પ્યાર દર્શાવવો એ યોગ્ય નથી. આના પરિણામે બાળકો બગડે છે અને જીવનની વાસ્તવિકતાઓથી દૂર થઈ જાય છે.**

## ૧૩. માતાપિતાની ખામીયુક્ત ભૂમિકા

એક મા નો સૌથી મોટો હેતુ એ હોવો જોઈએ કે તેના બાળકો આ જીવનમાં સફળતાના શિખરે બિરાજે. સ્વાભાવિક રીતે જ માનુ દિલ તેનાં બાળક પ્રત્યે બહુ જ લગાવ ધરાવે છે. તેથી તેણીનું હૃદય તેના મગજ પર શાસન કરે છે. તેમના બાળકોને લગતી બાબતોમાં, તેઓ કારણનું પાલન કરતા નથી અને તેમના બાળકોની બધી માંગણીઓ પૂર્ણ કરવાનો પ્રયાસ કરે છે. જન્મે દરેક બાળક દોષ રહિત જ હોય છે. પરંતુ જેમ જેમ દુનિયાનો રંગ લાગે છે તે તેનો કુદરતી ગુણ ભૂલી દુનિયાથી દુષિત થઈ જાય છે. એ મા નીજ જવાબદારી છે કે તેણી રચનાત્મક ભૂમિકા ભજવીને બાળકને સંવારે, જેથી બાળક પ્રાકૃતિક ગુણોથી જરાય હટે નહિ.

મા પોતાના બાળકોના પ્રેમમાં તેમની બધી યોગ્ય-અયોગ્ય માંગો પૂરી કરતી રહે છે. એ આશાએ કે તે બાળક મોટું થઈને તેણીની માંગો પુરી કરશે. પરંતુ બાળક જ્યારે મોટુ થાય છે અને બહારની દુનિયાના સંપર્કમાં આવે છે,

ત્યારે તે વિપરીત શીખે છે. આ વિરોધાભાસ યુવા મનમાં નકારાત્મકતા જન્મે છે. **તેને લાગે છે કે ઘરની ચાર દિવાલોમાં પ્રેમ અને રક્ષણ હતું જ્યારે બહારની દુનિયા તો ખરાબ અને વેરભાવથી ભરેલી છે. આ તેને મૂંઝવણમાં મૂકે છે, અને વાસ્તવિકતાથી દૂર કરે છે. ઈશ્વરે મા ને બાળકના પ્રેમથી લબાલબ બનાવી છે, અને આ પ્રેમનો હેતુ બાળકને પ્રેમ અને ધૈર્યથી તાલીમ આપવુ છે, જેથી બાળક સીધા રસ્તે ચાલી શકે, અને તેને દુનિયાની તમામ મુસીબતો સામે લડવાની શક્તિ મળે. પરંતુ મોટાભાગની માતાઓ બાળકને પ્યારના લીધે પંપાળે છે. તેથી બાળક ઈશ્વરના બનાવેલા રસ્તાથી ભટકી જાય છે.**

## ૧૪. માણસના જીવનનો વાસ્તવિક હેતુ

મુસાફરી દરમ્યાન એક શિક્ષિત મુસ્લિમને મળ્યો, તેનું વૈભવી મકાન હતું પરંતુ તેમાં માત્ર બે જ જણા રહેતા હતા- પતિ અને પત્ની. વાતચીતથી જાણવા મળ્યું કે તેને એક પુત્ર અને પુત્રી હતા. તેમને શ્રેષ્ઠ શિક્ષણ આપી જે પછી તેઓ વિદેશ જઈને ત્યાંના નાગરિક બની શક્યા. મે તેમની પત્નીને પૂછ્યું કે તમને તેમની ગેરહાજરી સાલતી નથી? તેણીએ કહ્યું, ''મને ખુશી છે કે તેઓ જ્યાં છે ત્યાં સુખી છે.''

આવા ઘણા મા-બાપો છે જેમણે તેમના બાળકોને ઉત્તમ શિક્ષણ આપેલ છે છતાંય એકલા છે. મા-બાપ તેમના ભવ્ય આવાસોમાં રહે છે, અને બાળકો તેમના આવાસોમાં રહે છે. તેઓ પાસે બચી છે ફક્ત યાદો! આ કહાની ધનાઢ્ય પરિવારોની છે. તેઓ રૂપિયા કમાઈને સફળતાના શીખરે બીરાજે છે પરંતુ પાછળથી એકાકી જીવન જીવે છે.

આનુ મુખ્ય કારણ એ છે કે તેઓ હેતુ વિહીન જીવન જીવ્યા. તેમનો એક માત્ર હેતુ હતો કે તેમના બાળકો સુખી થાય. જ્યારે બાળકોએ ઘર છોડ્યુ ત્યારે પણ તેમનો બીજો કોઈ હેતુ નહતો.

જીવનનો હેતુ તેના અંતરાત્મા પર નિર્ભર છે. તે માણસની હાજરી કે ગૈરહાજરી પર નિર્ભર નથી. લગ્નથી સ્ત્રી અને પુરુષ બંધને બંધાય છે, કે

જેથી તેઓ તેમની દુનિયા બનાવી શકે. **પરંતુ જવાબદારીના અભાવે તેઓ તેમના બાળકોને જ જીવનનું ધ્યેય બનાવે છે. બાળકોને શિક્ષણ આપવુ એ જવાબદારી છે પરંતુ એક માત્ર જીવનનું હેતુ નથી.** જો મા-બાપ જીવનનો હેતુ સમજે અને લગ્નનું લક્ષ્ય સમજે તો તેઓ તે મુજબ તેમના જીવનની યોજના કરી શકે અને નિરાશાઓથી પોતાને બચાવી શકે.

## ૧૫. સ્ત્રીની મહત્વપૂર્ણ ભૂમિકા...

એક કહેવતમાં છે કે ''દરેક મહાન વસ્તુની શરૂઆતમાં સ્ત્રી જ રહેલી હોય છે.''

આનું સુંદર ઉદાહરણ નેન્સી અલ્વા એડીસન છે, થોમસ અલ્વા એડીસન (d. ૧૯૩૧)ના મા, જેથી વિજ્ઞાનમાં ૧૦૦૦ થી વધુ શોધો તેમના નામે છે. નેન્સી એડીસન એક શિક્ષિકા હતા, જેમણે થોમસ એડીસનને મહાન વૈજ્ઞાનિકોની યાદીમાં લાવવા સખત મહેનત કરેલ.

એડીસનની શ્રવણઈન્દ્રિય જન્મથી જ બરાબર ન હતી. તે ભાગ્યે જ બરાબર સાંભળી શકતા. તેથી તેમને શાળામાંથી છુટ્ટા કરી દેવામાં આવ્યા હતા. પરંતુ તેના મા એમ સહેલાઈથી હાર માને તેવા ન હોતા. તેણીએ ઘરે બેઠા જ તેમની શાળા જેવી જ શાળા બનાવીને ઘરમાં જ તેમને શિક્ષણ આપવાનું ચાલુ કર્યું. એડીસન કહે છે કે, ''મારી મા એ મારામાં પ્રેમ અને જ્ઞાનનું સિંચન કર્યું છે''.

દરેક મા એડીસનની મા જેવી હોઈ શકે છે. દરેક સ્ત્રીને આ ભૂમિકા ભજવવાની ક્ષમતા હોય છે. બશર્તે કે ઈશ્વરે આપેલી ક્ષમતાનો સદુપયોગ કરી જાણે તો, જરૂર છે મક્કમતાની!! આ માટે સૌથી વધુ જરૂરી છે ધીરજ! આ તો સર્જનહારની જ કૃપા છે, તેની કિંમત તો જે સમર્પીત હોય તેજ જાણે છે!! જે સ્ત્રી આ કિંમત ચૂકવી શકે છે તે એડિસનની માતાની જેમ જ એક મહાન ભૂમિકા ભજવી શકે છે.

## ૧૬. સ્ત્રી – પુરુષ સમાનતા

એક સેમિનારમાં, દિલ્હીમાં એક નિવૃત્ત જજ મળી ગયા અને મને કહ્યું કે ‘‘મૌલાના સાહેબ, આપને ખબર છે કે ઈસ્લામનો નબળો પોઈંટ કયો છે ? ઈસ્લામ સ્ત્રી પુરુષ સમાનતામાં માનતુ નથી.

આધુનિક લોકોને આવી વાતો ગમતી નથી. આધુનિક સમય સમાનતાનો છે. જ્યારે ઈસ્લામ સ્ત્રી પુરુષ સમાનતામાં નથી. આ જ ખ્યાલ દુનિયાના લોકોમાં પ્રસારીત થાય છે. પરંતુ આ પ્રચલીત ખ્યાલનો ઈસ્લામમાં કાંઈ જ મહત્વનો આધાર નથી. જાતીય અસમાનતા એ વાસ્તવિકતામાં લિંગ તફાવત જ છે. અને તેને જાતીય અસમાનતાને કાંઈ જ લાગતું વળગતું નથી. આખીય દુનિયા આ જ તફાવત પર આધારિત છે.

આ બાબત કાંઈ જ નકારાત્મક નથી. અલગતા એ હકારાત્મક વાત છે. સ્ત્રી-પુરુષ વચ્ચેની અસમાનતાને ગાડાના પૈડાની જેમ સરખાવવામાં આવે છે. એક પૈડુ બીજા પૈડા જેવું નથી જ હોતું. તેઓ એકબીજાના પૂરક કે સહાયક માત્ર હોય છે. ઈશ્વરે માનસિક અને શારીરિક અલગતા સ્ત્રી-પુરુષ વચ્ચે બનાવી છે તે એકબીજાની પૂરક જ છે. આ એટલા માટે બનાવ્યું છે કે તેઓ એક બીજાના સુંદર જીવનસાથી બની જાય. અને સુંદર જીવન જીવે. અને એકબીજાના પૂરક બને.

જાતીય સમાનતા એ અપ્રાકૃતિક રસ્તો છે. તેનાથી અજાણતા ઝઘડાનું કારણ થાય છે. પરંતુ જાતીય વિવિધતા એ એકબીજાને સહાયક બને છે. અને એક બીજાના સાથી બને છે. તે પોતાના સાથીને પૈડાની જેમ એક રાખે છે.

## ૧૭. લગ્નમાં સમાનતા

સામાન્યતઃ એવું સમજવામાં આવે છે કે લગ્નોથી એક જ જાતના કુટુંબોમાં ગંભીરતા આવે છે. એવુ લાગે છે કે આવી પરિસ્થિતિમાં અનુકૂળ થવું બહુ જ આસાન થઈ જાય છે. અને પરિણામતઃ સુખી જીવન થાય છે.

પરંતુ આ તો એક માન્યતા જ છે. પરંતુ બારીકાઈથી જોતા એવું લાગે છે સમાન ધ્રુવો વચ્ચે, લગ્નમાં બહુ જ અસમાનતા હોય છે. તેઓને તો વધુ સહન કરવાનું આવે છે. **તેથી સમાનતા એ સફળતાની ગેરંટી નથી જ. સફળ લગ્નજીવન એ જ છે જે મેનેજમેન્ટ કળા બરાબર શીખે.**

સામાન્યતઃ એવું કહેવામાં આવે છે કે જેઓ વિવિધ પૃષ્ઠભૂમિઓથી આવેલા હોય છે તેમના લગ્નો બરાબર ચાલતા નથી અને જ્યાં રાજ્યની અલગતા, વિદ્યાભ્યાસની વિવિધતા, સામાજીક, આર્થિક ભેદ હોય તો પ્રશ્નો ઊભા થાય છે. જો કે આ ખોટી માન્યતા છે. એક ઘર સમજો કે નાનકડી સંસ્થા છે. જેમાં ઘણા બધા વિભાગો હોય છે. જેમ કે એક મોટી સંસ્થામાં હોય છે. સહેલામાં સહેલો રસ્તો સંસ્થા ચલાવવાનો એ છે કે સ્ત્રી પુરુષ વચ્ચે વિવિધ ભાગો કરવાનો છે. સ્ત્રી અને પુરુષે વિવિધ ડિપાર્ટમેંટો લઈ લેવા જોઈએ. જેવી જેવી તેમની ક્ષમતા હોય તે પ્રમાણે! અને દરેક વિભાગ સ્વતંત્રપણે, કોઈનીય હસ્તક્ષેપ વિના ચલાવવાની છૂટ હોવી જોઈએ આ રીતે અસમાનતાની ખાઈ દૂર થઈ જશે.

## ૧૮. એકપત્નીત્વ કે બહુપત્નીત્વ

કુરઆન અધ્યાય ૪માં આયત નંબર ૩ માં આવે છે, ‘‘કુરઆન ચાર પત્નીઓ કરવાની છૂટ આપે છે. **તેનો અર્થ એ નથી કે ચાર સ્ત્રીઓ કરવી જ જોઈએ. આ કાયદો તો અપવાદ છે,** કરવી જ જોઈએ તેવું નથી જ નથી. ઈસ્લામ એક પત્નીત્વ ને પ્રાયઃ પસંદ કરે છે. પરંતુ બહુ જ જરૂરીયાત વખતે એક કરતા વધુ પત્ની કરી શકાય છે.

ક્યારેક કમનસીબ અકસ્માત થાય તો આવી જરૂરત થઈ શકે છે. પુરુષ અને સ્ત્રીની સંખ્યામાં અસમાનતા થાય તો સમાજમાં જાતીય અરાજકતા ફેલાય. આવી અંધાધુંધી રોકવા માટે, પુરુષને બહુપત્ની કરવાની છૂટ આપવામાં આવી છે.

સત્ય એ છે કે સ્વભાવગત રસ્તો એક જ લગ્ન નો જ છે! બીજા લગ્ન માટે સ્વભાવતઃ જ પુરુષ પૂર્વગ્રહી હોય છે. સામાન્યતઃ તેથી સાબિત થાય છે કે એક પત્નીત્વ જ ઈચ્છનીય છે પરંતુ જરૂરીયાતને અનુલક્ષીને બીજા લગ્ન કરી શકાય ખરા!! દરેક જગ્યાએ અપવાદ તો રહેવાનો જ! પરંતુ અપવાદ એ અપવાદ જ છે! તેને સામાન્ય નિયમ ન કરી શકાય.

## ૧૯. પ્રેમ લગ્નની નિષ્ફળતા

સાંપ્રત સમયમાં પ્રેમલગ્ન સામાન્ય થઈ ગયા છે. લોકોને લાગે છે કે તેમણે પ્રેમ લગ્નનો સુંદર ઉપાય શોધી કાઢ્યો છે. તેમને લાગે છે કે તેઓ તેમની પોતાની પસંદગીથી લગ્ન કરીને, પોતાનું મનગમતું લગ્નજીવન જીવી શકે છે. પરંતુ અનુભવ જુદી જ વાત કરે છે. એક સર્વે અનુસાર જેઓ પ્રેમ લગ્નથી બંધાય છે તેમાં ૫૦ ટકા થીય વધુ નિષ્ફળતા મેળવે છે. દુઃખની વાત એ છે કે તેઓ છુટા છેડામાં પરિણામે છે. પ્રેમ લગ્ન તેમને સુખી જીંદગી આપવામાં નિષ્ફળ નીવડે છે.

કયા કારણોથી પ્રેમ લગ્નો નિષ્ફળ નીવડે છે? ''પ્રેમ લગ્ન'' એ સુંદર શબ્દ છે. જેનાથી બે જીવો એક થાય છે. જે કુદરતી નથી. જે સંબંધો જાતીય આકર્ષણથી બંધાય તે અલ્પજીવી હોય છે. ચળકતુ બધુ સોનુ નથી હોતું. આ એ લોકો માટે જ કહેવાયેલુ છે. દરેક વાસ્તવિકતાનો સામનો કરવો જ પડે છે.

લગ્ન પહેલા લફરુ એ છેતરામણુ જ હોય છે. લગ્ન પછી આ ચળકાટ દૂર થઈ જાય છે અને વાસ્તવિકતાનો સામનો જરા મુશ્કેલ વાત છે. પહેલા જે ભવ્ય લાગતું હતું હવે લગ્ન પછી સામાન્ય લાગે છે. તેથી હતાશા જીવનમાંઆવે છે. તે કડવાશ યા તો જુદાઈમાં પરિણામે છે. પસંદનીય એ છે કે લગ્નની વાત મા-બાપ પર છોડવી જોઈએ મા બાપે પણ બાળકોની સહમતીથી તેમના લગ્ન ગોઠવવા જોઈએ.

## ૨૦. મા–બાપની ભૂમિકા

મારો અનુભવ કહે છે કે લગ્નની નિષ્ફળતા માટે મા-બાપ પણ એટલા જ જવાબદાર હોય છે. તેઓ તેમની પુત્રીના લગ્ન ભવ્યતાથી કરે છે. આ ભવ્યતાની ઈસ્લામમાં મનાઈ છે. તેને શેતાનનું કામ કહેવામાં આવ્યુ છે. (૧૭:૨૭) આ કામ કુરઆનના શિક્ષણની વિરુદ્ધનું છે. આના બદલે પોતાની બાળકીને જીવનના અગત્યના તબક્કામાંકેવી રીતે અગત્યનું પાત્ર ભજવવું તે સુપેરે સમજાવવું જોઈએ. જેથી સુંદર જીંદગી ગુજારી શકે.

અક્સર મા-બાપો તેમની પુત્રીઓને પંપાળે છે. પરંતુ સાચો પ્રેમ આપવામાં નિષ્ફળ રહે છે.

મા-બાપે સમજવું જોઈએ કે તેમની પુત્રી હંમેશા તેમની પાસે રહેવાની નથી. એક દિવસ તો તેણીના લગ્ન થવાના જ છે. તે તેણીનું પીયરમાં રહેવાનું થોડા સમયનું જ છે. એ પણ હકીકત છે કે દરેક ઘરનું વાતાવરણ અલગ અલગ હોય છે. **એથી મા બાપની ફરજ છે કે તેમની પુત્રીને નવા ઘરમાં અનુકૂળ થઈ શકે તેવી રીતે કેળવે. જ્યારે લગ્ન થાય ત્યારે તેના પતિ સાથે સુંદર રીતે રહી શકે.**

**મારો અનુભવ કહે છે કે ૯૯ ટકા આ રીતે નાપાસ થાય છે. તેની કિંમત તેમની વહાલી પુત્રીને જીવનભર ચુકાવવી પડે છે. જ્યારે નવા જીવન માટે મા-બાપે તેમની પુત્રીને કેળવી નથી હોતી ત્યારે લગ્ન પછી પુત્રીને નવું ઘર દિલથી પોતાનું લાગતું નથી. તેણીને લાગે છે કે પતિના ઘર કરતા માં બાપનું ઘર સારુ હતું. મા બાપની એક ખસલત એ પણ હોય છે કે લગ્ન પછી પણ પુત્રીની નાની નાની વાતોમાં દખલગીરી કરે છે. આ ખરેખર પ્રેમ નથી! બગાડ છે!**

## ૨૧. શિક્ષણ અને સ્ત્રી

જેવી રીતે પુરુષ માટે શિક્ષણ મહત્વનું છે તેવી જ રીતે સ્ત્રી માટે પણ એટલું જ મહત્વનું છે. શિક્ષણ વિના બંને અધુરા છે. શિક્ષણ એવી જરૂરીયાત

છે જેને કોઈ અણદેખતુ ન કરી શકે. શિક્ષણને છોડવું એટલે જીવનના ઉચ્ચ ધ્યેય ને છોડવું અને પોતાની જાતને છેતરવી! શિક્ષણ વિના જીવન ધ્યેય પ્રાપ્ત જ ન થઈ શકે પરંતુ ફક્ત હતાશા જ પ્રાપ્ત થાય.

સ્ત્રી પુરુષ બંને માટે સમાનતઃ શિક્ષણ જરૂરી છે તેમાં કાંઈ અપવાદ જ નથી. શિક્ષણ માત્ર જીવન બનાવવા માટે જ અગત્યનું છે અને તો જ જીવન ઘડતર યોગ્ય રીતે થાય છે. અને સુંદર રીતે જીંદગી જીવી શકાય છે. જીંદગીના તમામ ક્ષેત્રો માટે શિક્ષણ અનિવાર્ય છે. તેથી અભણ-અશિક્ષિત રહેવું કોઈને ય પોસાય જ નહીં.

જ્ઞાન વિના મનુષ્ય પશુ જેવો છે. તેને શિક્ષણ જ ઉપર ઉઠાવે છે. શિક્ષણથી જ માણસ અલગ બને છે. શિક્ષણથી જ માનવમાં રહેલી ગુપ્ત ક્ષમતાઓ નીખરી ઉઠે છે. આ શિક્ષણ વિના શક્ય જ નથી.શિક્ષણ એટલે ઉચ્ચ શિક્ષણ, નહીં કે ફક્ત વ્યવસાયી શિક્ષણ, વ્યવસાયિક શિક્ષણથી માત્ર નોકરી જ મળે છે. **જ્યારે ઉચ્ચ શિક્ષણથી માણસને જ્ઞાનની અને ડહાપણની અનોખી દુનિયામાં લઈ જાય છે. અને પરિણામે તેને અનોખુ માન મળે છે.**

## ૨૨. હેતુમય પુરુષ

એક શિક્ષિત મુસ્લિમ જે સક્રિય રીતે દાવતના કાર્ય લાગેલ હતા તેમણે તેમની પુત્રીને પશ્ચિમમાં પરણાવી લગ્ન પછી તેણીએ પિયર છોડ્યું. તે થોડા વરસ પશ્ચિમમાં રહી અને તેણીને ત્યાં બાળકનો જન્મ થયો. પરંતુ કોઈ કારણોસર તેણીના પતિ સાથે ઝઘડો થયો અને તે યુવતિ પતિથી નારાજ થઈને ભારત પાછી આવી ગઈ. છોકરીની વાત તેના મા-બાપના ગળે ઉતરી ગઈ અને તેઓ સહેલાઈથી માની ગયા કે તેના પતિનો જ વાંક હતો.

જ્યારે હું તેના પિતાને મળ્યો અને આખી વાત જાણી, પછી મે કહ્યું, ''આ જે તમે બોલો છો તેમાં પિતાનું વાત્સલ્ય ટપકે છે. નહીં કે ઈસ્લામી દાવત આપનારનું દિલ!! તેમણે કહ્યું મેં જમાઈને સમજાવવાના અનેક પ્રયત્નો કર્યા પરંતુ તેઓ સમજવા માંગતા જ નથી. અને બિલકુલ જડ છે. તેણે (જમાઈએ) કહ્યું ''હું બદલાઈશ નહીં. તમારી પુત્રીએ જ બદલવું પડશે.''

મેં કહ્યું આવા મતભેદો તો લગ્નજીવનમાં થતા જ હોય છે. બે જાતના મતભેદો હોય છે. પહેલા તો એ કે પતિમાં વાંધાજનક કુટેવો હોય અથવા વ્યસની હોય દા.ત. મદ્યપાન વગેરે. બીજો પ્રકાર એ સ્વભાવગત ગુસ્સો વગેરે હોય. મે કહ્યું કે મને નથી લાગતો કે તમારા જમાઈને આવી કઈ ખરાબ ટેવો હોય!!

પછી તેમણે આ વાત બરાબર ધ્યાનમાં લઈને તેમની પુત્રીને સમજાવી કે તેણીએ જ તેના પતિને અનુકૂળ થવુંજોઈએ. મેં તેમને કહ્યું કે તેમની પુત્રીએ તેણીના પતિને સંચાલક માનવો જોઈએ. આજ વ્યવહારુ ઉપાય હતો. અન્ય કોઈ ઉપાય ન હતો. મે તેમને કહ્યું કે તમે એક ઈસ્લામનું આમંત્રણ આપનાર છો. અને દાઈ (આમંત્રક) એક હેતુમય જીંદગી જીવે છે. આમંત્રણ સિવાય બીજી કોઈ વાત ઈસ્યુ નથી. **તેથી તમારી પુત્રીને જ સમજાવીને અનુકૂળ થવા કહેવું જોઈએ. અન્યથા તમારો ઈસ્લામ આમંત્રણ આપવાનો હેતુ પૂરો થયો નહીં ગણાય. તમે એક પિતા તરીકે જ જીવ્યા ગણાશો નહિ કે ઈસ્લામ આમંત્રક!!**

## ૨૩. એક અસ્વભાવિક ઈચ્છા

વિખ્યાત ગાયક મુહંમદ રફીક (D. 1980) ભારતના મહાન ગાયક હતા. તેમના ગીતો ભારતમાં અતિપ્રસિદ્ધ છે. તેમનું એક સુંદર ગીત છે જે ગાતા તેઓ પણ રડવા લાગતા હતા. તે ગીત છોકરીની વિદાય વેળાનું છે. જ્યારે તેણી મા-બાપનું ઘર છોડે છે. ગીત આ પ્રમાણે છે ''બાબુલ કી દુઆ એ લેતી જા જા તુજકો સુખી સંસાર મીલે''

પરંતુ આ આશા કુદરતના કાનૂનના વિરુદ્ધ છે. અત્યારની દુનિયામાં કોઈને સુખ અને શાંતિ હંમેશા રહેતી નથી. સુખી લગ્ન જીવનની સુખ અને શાંતિ અવાસ્તવિક છે. આ મેળવવું બહુ જ મુશ્કેલ છે. **ખોટી અપેક્ષાઓ રાખવાથી એવું વિચારવા લાગે છે કેમને અયોગ્ય જીવનસાથી મળી ગયો છે. ઘણાં લોકો આ ખોટા ખ્યાલથી જીવે છે અને તેમનું જીવન દુઃખથી ભરાઈ જાય**

**છે. આમને આમ મૃત્યુ આવી જાય છે. તેઓએ જો જીવનની વાસ્તવિકતાને સમજી લીધી હોત તો કદાચ તેમનું જીવન અલગ રીતે જીવતે!!** અને તેમના સંતાનોને પણ અલગ રીતે સમજાવી શકતે. જો દરેક મા-બાપ તેમની પુત્રીને જીંદગીની વાસ્તવિકતા સમજાવીને અને જીવનમાં પડનારી મુસીબતોનો ચિતાર આપીને તેમને તૈયાર કરતે તો કદાચ સ્થિતિ અલગ જ થતે. છોકરી પોતાને જીવનમાં આવનાર પડકારોના સકારાત્મક રીતે સામનો કરવા સુસજ્જ બનતે અને તેણીને ઈશ્વરદત્ત શક્તિઓથી સુંદર જીવન જીવી શકતે !.

જીવન તો સ્ત્રી-પુરુષ બંને માટે એક પડકાર જ છે. જે લોકો જીવનની મુસીબતને પડકાર માની સામનો કરે છે તેમના માટે આ ઉચ્ચ પ્રગતિ કરવાના પગથીયા બની જાય છે એને માટે ઉચ્ચ સ્થાન નિયુક્ત થયેલું છે. ત્યાં પહોંચી જાય છે. **સગવડોથી એટલો આનંદ નથી મળતો જેટલો આનંદ દુઃખ વેઠીને ધ્યેય તરફ પહોંચવાથી મળે છે.**

## ૨૪. સફળતાનું રહસ્ય

પૂર્વમાં એ રીતે છે કે લગ્ન પછી છોકરીએ મા-બાપનું ઘર છોડીને સાસરે જવું પડે છે. **પરંતુ છોકરી માનસિક રીતે તો મનથી મા ના ઘરમાં જ રહેતી હોય છે. ખરેખર તો આ અવાસ્તવિક સ્થિતિ ગણાય! તેથી પરિણામે અવ્યવસ્થિત જીંદગી થઈ જાય છે.**

ખરેખર જોઈએ તો મા-બાપ જ આ માટે ઠપકાપાત્ર બને છે કે તેમણે તેમની પુત્રીને આવનારી મુસીબતોથી અવગત ન કરાવી. અને જ્યારે કોઈ તેમની પુત્રીના લગ્ન જીવનમાં મુસીબત આવે છે તો પુત્રીનો નાહકનો પક્ષ લે છે. પુત્રીને તો એવું જ લાગે છે કે, ''હું જ સાચી છું'' આ જાતનો પુત્રીપ્રેમ અંતતઃ મુસીબત જ બની જાય છે. જ્યારે મા-બાપ મૃત્યુ પામે છે ત્યારે પુત્રીના જીવનમાં શૂન્યાવકાશ ઉત્પન્ન થાય છે અને તેને જીવનની વાસ્તવિકતાનો સામનો કરવો મુશ્કેલ બને છે.

હું એક પિતાને જાણું છું જેમણે પોતાની પુત્રીની વિદાય વખતે સલાહ

આપેલ કે નવા ઘરમાં તું જ્યાં જઈ રહી છે ત્યાં તારા સાસુ અને સસરાને મા-બાપ સમજીને જ સેવા કરજે. અમે તારા માટે પ્રાર્થના કરીએ છીએ. એમ સમજ કે તારું ઘર અને મા બાપ બદલાયા છે. આ સલાહને માનીને તેમની પુત્રીએ તેવું જ કર્યું. **અને તમામ સુખો સાસરીયામાં મળી ગયા. જે તેણી તેના પિયરમાં મૂકી આવેલ તે !!**

સુખી જીવનનું રહસ્ય એ વાસ્તવિક જીંદગીનો સ્વીકાર જ છે. તમામ દુખોનું મૂળ અવાસ્તવિક જિંદગીનો સ્વીકાર જ છે. જેણે આ સત્ય શોધી કાઢ્યું સમજો તેણે સુખી અને આનંદમય જીંદગી પામી લીધી

## ૨૫. પિયરોમાં અને સાસરીયાના ઘરોમાં રહેલો તફાવત

લોહીના સંબંધોથી માણસને પ્રેમ કરવું સહેલું બને છે. આ વાત ખાસ કરીને મા-બાપ અને બાળકો માટે બહુ જ સાચી છે. **બાળક પ્રેમનો ઉત્તર આપવામાં નિષ્ફળ નીવડે તો પણ તેને મા-બાપનો પ્રેમ મળે જ છે.**

પરંતુ આ જ વાત સાસરીયામાં અલગ હોય છે. વહુને એવા લોકો સાથે રહેવું પડે છે જેઓમાં તેણીના લોહીના સંબંધો નથી હોતા. **પિયરમા જે પ્રેમ મળતો હતો તે કોઈ જ શરત વીનાનો હતો. સાસરીયામાં અલગ વાત હોય છે.** જ્યારે સાસરીયામાં અલગ જાતનું હોય છે ''ઈસ હાથ દે, ઉસ હાથ લે'' એવું હોય છે. કાંઈક મેળવવું હોય તો આપવું પડે છે. અન્યથા મળશે નહીં.

એ દરેક સ્ત્રી માટે સ્વાભાવિક જ છે કે તેણીને પોતાના મા-બાપનું ઘર જ ઉત્તમ લાગે. પરિણામે તેણીને બહુ જ સહન કરવાનું આવે છે. આવા વિચારના લીધે તેમના સાસરીયાઓ અને પતિ સાથે સારા સંબંધો રાખી શકતી નથી. ઈશ્વરે સ્ત્રી પુરુષને અલગ અલગ વિશિષ્ટ રીતે બનાવેલ છે. બંનેની શક્તિઓ અલગ-અલગ હોય છે. **પ્રાયઃ સ્ત્રીયો તેમની શક્તિઓનો સદ્‌ઉપયોગ કરી શકતી નથી તેથી સાસરીયામાં નિષ્ફળતા મેળવે છે.**

દરેક જગ્યાએ સફળતા મેળવવા સંયુક્ત પ્રયાસ કરવો જરૂરી હોય છે. ઘર એ નાનકડી સંસ્થા જ હોય છે. તેને સુંદર રીતે ચલાવવા સભાન પ્રયત્નો કરવા જોઈએ. ઘરના સભ્યોને આ વાત ધ્યાનમાં રાખવી જોઈએ તેના માટે સભાન પ્રયત્નો કરવા જોઈએ. આ સ્ત્રીઓને ખાસ લાગુ પડે છે કારણકે તેણીનો આ ઘરનો પાયો છે. આ ત્યારે જ શક્ય છે જ્યારે તેણી સાસરીયાના ઘરને પોતાનું જ ઘર સમજે. તે પણ ત્યારે જ શક્ય છે કે ઘરને નાનકડી સંસ્થા સમજી તેને ચલાવવું ફરજ છે તેમ સમજી સભાનતા પૂર્વક કામ કરે.

## ૨૬. સંયુક્ત કુટુંબ

લગ્ન પછી સામાન્યતઃ એ પ્રશ્ન હોય છે કે સંયુક્ત કુટુંબમાં રહેવાનું છે કે વિભક્ત કુટુંબમાં! ઈસ્લામ આ કોઈનાય વિરુધ્ધ નથી! દરેક પોતાની અનુકૂલતા પ્રમાણે પસંદગી કરી શકે છે! પરંતુ મને લાગે છે કે જો નવયુગલ વિચારોની પુખ્તતા ધરાવતુ હોય તો સંયુક્ત કુટુંબ જ ઉત્તમ ગણાય!! ગમે તે રીતે જુઓ તે જ વધુ યોગ્ય છે!

કહે છે ને કે એક ઘર ચલાવવા હજાર વસ્તુઓ જોઈએ છે! અને હજાર જરૂરીયાત ઉદ્‌ભવે છે અને તેને પૂરી કરવી પડે છે. આ રીતે પણ સંયુક્ત કુટુંબ, વિભક્ત કુટુંબ કરતા ઉત્તમ ગણાય!! વિભક્ત કુટુંબમાં બે જ વ્યક્તિ હોય છે. પતિ અને પત્ની (ગુજરાતી તળપદી ભાષામાં કહીએ તો હુતો અને હુતી!!) પરંતુ સમય જતા બાળકનું આગમન થાય છે તેથી જવાબદારીઓ વધી જાય છે. વિભક્ત કુટુંબમાં મા-બાપ ને જ દરેક કામ કરવુ પડે છે! અને ઘરનું પણ ધ્યાન રાખવું પડે છે! સંયુક્ત કુટુંબમાં અન્ય સભ્યો પણ સહાયકની ભૂમિકા ભજવે છે. આ બહુ જ લાભદાયક રહે છે. **પરંતુ દરેક ચીજની એક કિંમત હોય છે તે મેળવવા ચૂકવવી પડતી હોય છે.** પ્રત્યેક ઘરના સભ્ય સાથે મુકાબલો અને અણગમતી વાતો ટાળવાથી ઘરમાં શાંતિ રહેશે. આ સંયુક્ત કુટુંબની જરૂરીયાત છે. જેઓએ સુખી જીવન જીવવું હોય તેમણે આ કાર્ય કરવું જોઈએ.

**જીંદગીમા દરેક કિંમત તો ચૂકવવી જ પડતી હોય છે. અહમનો ભોગ આપીને જીવન સારુ બનાવવું કે ''અહમ'' કાયમ રાખીને દુઃખી થવું એ પસંદગી વ્યક્તિની છે ! ! દૂધ અને દહીંમા પગ રાખી શકાય જ નહીં ! !**

## ૨૭. સાસુ-વહુના ઝઘડા !

આ સાસુ વહુના ઝઘડા દરેક સંયુક્ત કુટુંબમાં સામાન્ય જ છે. પરંતુ આ તો ખરેખરો પ્રશ્ન જ નથી. સવાલ માનસિક સ્થિતિનો છે ! અમુક જાતનો વિચાર કરવાથી, અમુક પ્રશ્ન હલ થઈ જાય છે.

પુત્રી જો માની સામે આડી પડીને સુઈ જાય તો આ તો ક્ષમ્ય છે જ. અને તે સ્વભાવિક ગણી શકાય ! પરંતુ આ જ કામ સાસરીયામાં થાય તો તેને અસભ્ય ગણાશે. **આ પ્રશ્ન ત્યારે જ ઉભો થશે જ્યારે સાસુ તેની વહુને સાચે જ પુત્રી નહીં માને તો ! ! અને વહુ તેની સાસુને મા નહી માને તો ! ! જો બંને ના દિલો બદલાય તો જ વાતાવરણ બદલાય અને પ્રેમ અને શાંતિ કાયમ થાય !**

પ્રકૃતિનો નિયમ છે કે પુત્રી વહુ બને છે. અને દરેક મા સાસુ બને છે. તેથી દરેક સ્ત્રીએ આ વસ્તુ ધ્યાનમાં રાખવી જોઈએ કે જીવનમાં અવ્યવસ્થા ન સર્જાય ! તેથી દરેક સ્ત્રીએ આ બાબતે સહકારથી કામ કરવું જોઈએ. જે કોઈ આવું નથી કરી શકતુ તે જાણે કુદરતના નિયમોમાં વિક્ષેપ નાખે છે. અને ઈશ્વરનો નાફરમાન બને છે. આ પ્રશ્ન માનવ માનવ વચ્ચેનો નથી પરંતુ માનવ અને ઈશ્વર વચ્ચેનો છે. આ કારણે આ વાત ગંભીરતાથી લેવી જોઈએ કે ક્યાંક ઈશ્વરની અવજ્ઞાનું પાપ ન લાગે. બીજા પર ગુસ્સો કરવો તો એવો જ છે જાણે પોતાના પર જ ગુસ્સો કરવો. પરંતુ ઈશ્વર સાથે ગુસ્સો કરવો એ તો તમામ સૃષ્ટિ સાથે લડાઈ લેવો બરાબર જ છે ! ઈશ્વરથી કોણ જીતી શકે ભલા ! !

## ૨૮. એક નિરીક્ષણ

અમેરિકાના સફર દરમિયાન મારે એક મુસ્લિમ યુગલ (couple) સાથે રહેવાનો પ્રસંગ બન્યો. તેમની પત્ની પાકિસ્તાની હતી અને અમેરિકા તેમના લગ્ન પછી આવ્યા હતા.

એક વખત તેમના પત્ની મારી પાસે ડુસકા ભરતા આવ્યા, જ્યારે તેમના પતિ કામ માટે બહાર ગયા ત્યારે તેઓ એટલુ રડતા હતા કે તેઓ તેમની વાત કહી જ ન શક્યા. બીજા દિવસે તેણીએ ફરિયાદ કરી કે તેમના પતિ તેણી સાથે સુખી નથી. અને તેણીને તેના પિયરમાં જવાનું કહે છે.

તેણીની આ વાતે મને વિચારતો કરી દીધો. અને હું તેમનો પ્રશ્ન સમજવા પ્રયત્ન કરવા લાગ્યો.

પરિણામે મને લાગ્યુ કે તેણીના મા-બાપ જ આ ઝઘડાના કારણ હતા. તેણીનો ઉછેર જ તેમના મા-બાપે બહુ જ પંપાળીને કર્યો હતો. તેણી ઘરસંભાળ બરાબર રાખી શકતી ન હતી. તેણીને આવી કોઈ તાલીમ જ નહોતી મળી. કે જેથી ઘર સારી રીતે ચલાવી શકે. લગ્ન પછી તદ્દન અલગ જ વાતાવરણમાં, તેણી સંભાળ રાખવા અશક્ત હતી. કે તેના પતિ અને તેના નવા ઘરમાં સારી રીતે સંભાળ રાખી શકે. આજ કારણ હતું કે તેમનું લગ્નજીવન અસ્તવ્યસ્ત થઈ ગયું. ભારત અને પાકિસ્તાનમાં ઘરેલું મદદ આરામથી મળે છે, પરંતુ અમેરિકામાં તદ્દન જ વિરોધાભાષી ચિત્ર છે. **કોઈને કોઈ પણ કામ કરવાની ટેવ ન હોય તો તેના માટે નાનકડુ કામ પણ મોટી મુસીબત જેવું લાગે છે.** બન્ને દેશો વચ્ચેનો તફાવત જ મુખ્ય મુસીબતનું કારણ હતો. આ જ વસ્તુ તેમને નડતી હતી. આ જ પ્રશ્ન પાછો તેમના મા-બાપ પર જ પાછો ફર્યો કારણ કે તેઓ તેણીનો ખોટો બચાવ કરતા હતા. અને વાસ્તવિકતાથી દૂર લઈ જતા હતા. જ્યારે વાસ્તવિકતાનો સામનો કરવાનો આવ્યો ત્યારે તે કરી ન શકી. **આ મા બાપના લાડ લડાવવાનું જ કારણ હતું કે તેણીનું લગ્નજીવન સફળ ન થઈ શક્યું.**

## ૨૯. કુટેવો છોડાવવી

જ્યારે સ્ત્રી અને પુરુષ લગ્નના બંધનમાં જોડાય છે ત્યારે જાણે કે બે વિભિન્ન સ્વભાવના લોકો એક થાય છે. તેમણે એક બીજાનો હરહાલમાં આદર કરવો જોઈએ. તેઓ વિભિન્ન રીતે ઉછેર પામેલા હોય છે. અને તેમની જીવન જીવવાની રીત પણ અલગ અલગ હોય છે.

બાળક જ્યારે જન્મે છે ત્યારે ધીરે ધીરે તે વાતાવરણને અનુકૂળ થતુ જતુ હોય છે. અને નાનપણના સંસ્કારો જીવનભર રહે છે. તે બચપનના સંસ્કારોને જ મોટા થઈને સાચા માને છે અને અનુસરે છે. જ્યારે તે વિચારવાની અવસ્થાએ પહોંચે છે ત્યારે તે આ સંસ્કારોથી ટેવાઈ ગયેલા હોય છે. આવુ લગભગ બધામાં જ બને છે.

અને તેવું જ જ્યારે પુરુષ અને સ્ત્રી લગ્નના બંધનમાં બંધાય છે ત્યારે બને છે. અને પડેલી ટેવો પ્રશ્નો ઉભાકરે છે. સ્ત્રી કોઈ વસ્તુને અલગ દૃષ્ટિકોણથી જુએ છે. આના લીધે મતભેદો ઉભા થાય છે.

આનો એક જ ઉપાય છે કે કારણોને દૂર કરવા. આ ત્યારે જ શક્ય છે જ્યારે બંને ખુલ્લા મનથી પ્રશ્નોનો અભ્યાસ કરી ચર્ચા કરે. મતભેદો દૂર કરવાની શરત પોતાની ભૂલોનો સ્વીકાર કરવો જોઈએ. આ એક જ રસ્તાથી સફળતાના દ્વાર ખુલી જાય છે.

## ૩૦. મહાનતમ વરદાન

પયગંબર સાહેબના એક કથન મુજબ ''દુનિયાની તમામ વસ્તુઓમાંથી સૌથી ઉત્તમ ચીજ ચારિત્ર્યવાન સ્ત્રી છે.'' એ ઈશ્વરની મોટી કૃપા છે.

આનો અર્થ એ થાય છે કે સ્ત્રી જન્મજાત તો સુંદર ગુણો લઈને જ જન્મે છે. માણસે આ ગુણોને સમજીને યોગ્ય રીતે ઉછેરવા જોઈએ. સમજોને કે આ એક કાચી ધાતુ છે જે ઈશ્વર તરફથી પુરુષને મળેલ ભેટ છે. તો કાચી ધાતુનું સ્ટીલમાં રૂપાંતર કરવું પુરુષનું કામ છે. સ્ત્રીઓ ગુણીયલ હોય જ છે તેમને ગુણવાન કેળવાયેલી ગુણીયલ સ્ત્રીને બનાવવાનું પુરુષનું કામ છે.

આ ધ્યાનમાં રાખીને પહેલા કામ એ કરવાનુ છે કે તેણીને એક કિંમતી થાપણ સમજવામાં આવે. તેની અંદરની સુંદરતા જોવામાં આવે તેણીમાં રહેલી ખૂબીઓ શોધવામાં આવે. દરેક સ્ત્રી કિંમતી હોય છે જ. અને તેણીમાં સમર્થતા હોય છે જ. માણસે તેણીની સમર્થતાને નિખારવી જોઈએ. નહી તો આ સમર્થતા વેડફાઈ જવાનો ભય છે.

**આ ત્યારે જ શક્ય છે જ્યારે પુરુષને ભાન થાય કે તેની પત્નીએ ઈશ્વરની અનોખી ભેટ છે. જો ઈશ્વરની ભેટ છે તેવું સાચા દિલથી પુરુષ વિચારે કે ઈશ્વરે આપેલ ભેટ ક્યારેય ખોટી ન હોઈ શકે.** જેવી રીતે અન્ય બાબતોમાં ઈશ્વરની વાતો સાચી માનીએ છીએ જેવી કે સૃષ્ટિમાં અનેક વાતો છે. તેવી જ રીતે આ બાબતમાં પણ માનવી જોઈએ. જ્યારે માણસની સમજમાં આ વાત આવી જશે તે પત્નીને પણ ઈશ્વરની ભેટ સમજવા લાગશે અને તેણીને સુધારવી એ પણ અગત્યનો ઈશ્વરનો આદેશ સમજશે તો પછી પ્રશ્નો હલ થઈ જશે જ. તે તેની પત્નીને અનોખો ખજાનો બનાવવા ઈચ્છશે જ.

**દરેકને સારી ગુણવાન/ગુણીયલ પત્ની જોઈએ છે. પરંતુ તૈયાર વસ્તુઓની જેમ પત્ની તૈયાર – બનાવેલ મળતી નથી. પતિએ તેણીનું રૂપાંતર કરનારનો રોલ અદા કરવો જોઈએ. તેણે તે માટેના સહૃદય અને ધૈર્યથી પ્રયત્નો કરવા જોઈએ. તેથી પરિણામ મળશે જ મળશે.**

## ૩૧. પરંપરા

અબુહુરૈરહએ વર્ણવ્યું કે, પયગંબર સાહેબે કૌટુંબીક જીવન વિષે ફરમાવ્યું છે કે **"ઈમાનવાળા પતિને ઈમાનવાળી પત્ની માટે નકારાત્મક લાગણી હોવી ન જોઈએ. તેણીનો એક ગુણ ગમતો ન હોય તો પણ તેના બીજો ગુણ તો ગમતો જ હશે."** (સંદર્ભ ગ્રંથ : સહીહ મુસ્લિમ). સત્ય એ છે કે કોઈ પુરુષ કે સ્ત્રી તમામ સદ્‌ગુણોનો ખજાનો નથી. કુદરતનો એ કાનૂન છે કોઈમાં ચોક્કસ સારા ગુણો હોય તો બીજા પાસાઓમાં તેનો અભાવ હોય છે. ઉદાહરણ તરીકે આપણે ઘણી વખત જોઈએ છીએ કે કુદરતે કોઈને બાહ્ય સુંદરતા આપી છે તેમાં બહુધા આંતરિક સુંદરતાનો અભાવ હોય છે. જ્યાં ભૌતિક સુંદરતા ન બક્ષેલ હોય તેને સુંદર આત્માથી નવાજેલ હોય છે. **માણસનું વલણ રહ્યુ છે કે તે નકારાત્મક પાસાને સારા પાસા કરતા વધુ જુએ છે. પરંતુ જો આપણો નકારાત્મક પાસા કરતાં હકારાત્મક પાસા પર વધુ ધ્યાન આપીએ તો તંદુરસ્ત સંબંધો કેળવી શકીએ. અને જો તેમ કરીએ તો આપણી જીવન સંગીની સૌથી શ્રેષ્ઠ છે. જે ભાગ્યે જ મળે! અલ્લાહે કોઈ**

**પુરુષ કે સ્ત્રીને નિમ્ન બનાવેલ નથી જ. તેઓ શ્રેષ્ઠ સર્જન છે. આપણી સમજણ ભૂલભરેલી હોય છે. જે કેટલાકને નિમ્ન અને કેટલાકને શ્રેષ્ઠ ગણે છે. આ અંગે આપણી સમજ યોગ્ય બને તો એકબીજા પરત્વે દુઃખદ લાગણી જ ન રહે. અને આપણા માટે અલ્લાહે જે રાહ જીવવા માટે બનાવ્યો છે તે મુજબ નિર્માણ કરી શકીએ.**

## ૩૨ . સુમેળ

પુરુષ અને સ્ત્રીનું લગ્નમાં મિલન થવું જગતની અનેરી ઘટના છે. ઈશ્વરે જગતમાં તમામ બાબતો યુગ્મમાં બનાવી છે. પરંતુ પુરુષ અને સ્ત્રી જેવો સુમેળ અન્યમાં જોવા મળતો નથી. જ્યારે પુરુષ અને સ્ત્રી જીવનસાથી બને છે ત્યારે તેઓ સાક્ષી છે કે તેઓ એક બીજા માટે જ એક પૂર્વ પ્લાન પ્રમાણે બનેલા છે. તેનો જ આ પૂરાવો છે. જીવનસાથીને આ વાત સમઝ પડે તો તે જ ક્ષણે એકબીજાને મળ્યાના આનંદથી વિભોર થઈ જાય. તેઓ આને આશિર્વાદ ગણશે. આપસના સુખની આ સ્થિતિ ખુબ લાંબી ચાલશે. તેઓએ કોઈ અમૂલ્ય ચીજ પ્રાપ્ત કરી છે તેવું અનુભવશે. **પુરુષ અથવા સ્ત્રી વગરના જગતની કલ્પના કરો. તેમાં જીંદગી હશે પરંતુ તે સુખ વગરની એકાંકી હશે. એવી સખત લાગણી અનુભવશે કે કાંઈક ખુટે છે. કાંઈક અધુરાશ છે.** તેથી જ પુરૂષ કે સ્ત્રી વગરનું જગત અર્થહીન છે. જો આ વાસ્તવિક બાબત પુરુષો અને સ્ત્રીઓ વિચારે તો ! કોઈ વિજ્ઞાનિકે શોધ કરીને અતિ આનંદીત થાય. તેના કરતાં પણ વધુ આનંદ થાય. તેમજ તેમને લાગશે કે તેમની ફરિયાદો નકામી છે. પુરુષ અને સ્ત્રી ઈશ્વરનું શ્રેષ્ઠ નિર્માણ છે. **લગ્ન એટલે ઈશ્વરના બે શ્રેષ્ઠ નિર્માણનું મિલન છે. તેથી આનાથી મોટી કોઈ ઘટના વિશ્વમાં નથી.**

## ૩૩. બુદ્ધિશાળી સહભાગીદાર

આ દુનિયામાં માણસ જન્મે છે ત્યારે તે કાચા લોખંડ સ્વરૂપે હોય છે. કુદરતે તેને કાચા સ્વરૂપે પયદા કર્યો છે. તેનો વિકાસ જાતે જ કરવાનો છે. કાચા લોખંડને તેણે જ લોખંડમાં રૂપાંતર કરવાનું છે. વિકાસની આ

પ્રક્રિયામાં બૌદ્ધિક વિકાસ સૌથી શ્રેષ્ઠ કામ છે. કોઈના વ્યક્તિત્વના વિકાસમાં સૌથી અગત્યનું તેના મન વિશાળ બનાવી અંતરાત્માને જગાડવાનું છે. અંતરાત્માને જગાડવામાં ત્રણ બાબતો જરૂરી છે. અભ્યાસ - અવલોકન અને અન્ય વ્યક્તિ સાથે બૌદ્ધિક આપ-લે પુસ્તકો જ્ઞાન મેળવવાનો સૌથી મોટો સ્રોત છે. તેનો અભ્યાસ હંમેશા લાભદાયક છે. કુદરતનું વિશ્વ અવલોકન માટેનું મહાન સ્રોત છે. બુદ્ધિગમ્ય શીખવા માટે માણસ માટે આવશ્યક છે કે બીજા પાસેથી શીખવાની ટેવ કેળવે અને આ શીખવાની વૃત્તિ સતત ચાલુ રાખે. પરિણીત લોકોના કિસ્સામાં તેઓ એકબીજાના ગાઢ બૌદ્ધિક ભાગીદારો છે. આ દષ્ટિકોણથી જોઈએ તો લગ્ન બૌદ્ધિક વિકાસ માટે ઉત્તમ તક પૂરી પાડે છે. એકબીજા સાથે વિચારોની આપ-લે થાય છે અને બૌદ્ધિક ક્ષેત્રે પ્રગતિ કરે છે. દરેક માટે બૌદ્ધિક વિકાસ આવશ્યક છે. લગ્ન બૌદ્ધિક ભાગીદારને આદર્શ તક પૂરી પાડવા માટે બંને એક બીજાની સાથે વિચારોની આપ-લે માટે હંમેશા પ્રાપ્ય હોય છે. આ કાર્યમાં સફળ થવા માટે એક શરત એ છે કે બૌદ્ધિક વિકાસને પ્રથમ અગત્યતા આપવી. અને તેને રોજબરોજના કાર્યમાં તેનો હિસ્સો ગણવો.

## ૩૪. પરસ્પર વિશ્વાસ

કોઈ પણ કાર્ય બે વ્યક્તિઓને સોપવામાં આવ્યુ હોય ત્યારે પરસ્પર વિશ્વાસ હોવો જરૂરી છે તો જ તે કામ સફળતા પૂર્વક થઈ શકે. ઘરને સફળતાપૂર્વક વસાવવા માટે પતિ-પત્ની વચ્ચે પરસ્પર વિશ્વાસ હોવો આવશ્યક છે. કોઈ પણ ઘર, પતિ-પત્નીના પરસ્પર વિશ્વાસ વગર કદી પણ વસાવવુ શક્ય જ નથી. કોઈ પૃચ્છા કરી શકે કે બહુધા દંપતિઓમાં શા માટે આપસમાં વિશ્વાસનો અભાવ હોય છે. તેનું કારણ એ છે કે ભલે લગ્ન થયા હોય પણ તેઓ એક બીજા પરત્વે સંપૂર્ણપણે ન્યોછાવર થયા નથી. આવો અભાવ પતિ-પત્ની વચ્ચે માનસિક વિક્ષેપમાં પરિણામે છે. આ માટે બંને જવાબદાર છે. **સ્ત્રીની ભૂલ તેના નવા કુટુંબમાં એટલે કે પતિને કુટુંબ સાથે ભળી જવામાં કે તેની સાથે ઓળખ કરવામાં નિષ્ફળતામાં રહેલી છે. તેણી**

**તેના પિયર પક્ષના વળગણને ચાલુ રાખે છે. નવા કુટુંબમાં સાથે ભળવાની તેની નિષ્ફળતા તેના શબ્દો, કર્તવ્યમાં દષ્ટિગોચર થાય છે. અને સ્વાભાવિક રીતે તેના પતિમાં રોષ પયદા કરે છે.** બીજી તરફ, પુરુષની ભૂલ તેના માનસમાં રહેલ આદર્શ સ્ત્રીનો પૂર્વગ્રહ છે. તેની પત્ની વારેઘડીએ ઘણી ભૂલો કરે છે તેવું આદર્શ સ્ત્રીના માપદંડથી માપવાના કારણે પતિને જણાય છે. પુરુષ અને સ્ત્રીમાં રહેલા અનુવંશીક અંતરાયો પારસ્પરિક સંબંધ બાંધવામાં વિઘ્ન બને છે. આ સંબંધો હાંસલ કરવા બંનેએ વ્યક્તિગત રીતે આત્મખોજ કરી તેમની નબળાઈઓનું નિદાન કરી તેને સુધારવાનો તેઓએ પ્રયત્ન કરવો જોઈએ. એકાદ વખત પતિ અને પત્ની આવા સુધારાત્મક પગલાઓ લેશે તો બંને વ્યવહારુ રીતે જીંદગી વિતાવી શકશે. બંને વચ્ચેના માનસિક વિઘ્નો દૂર થશે. અને તેઓ પરસ્પર વિશ્વાસ પ્રાપ્ત કરી શકશે. અને હકારાત્મક અને સફળ લગ્નજીવન સ્થાપવાનું સરળ બનશે.

## ૩૫. સુંદરતા અથવા આંતરિક સૌંદર્ય

મોટા ભાગના યુવાનો તેમની મુગ્ધાવસ્થાને કારણે સુંદર પત્નીની ઝંખના ધરાવતા હોય છે. મહદઅંશે બહુધા આ સુંદર પત્ની તેના માટે સમસ્યા પત્ની બની રહે છે. સ્ત્રીનું આકર્ષણ બહુ લાંબો સમય ટકતું નથી અને પ્રારંભનો ઉન્માદ થોડા સમયમાં હવામાં અદશ્ય થઈ જાય છે. **લગ્નના વિષયમાં વ્યક્તિની આંતરીક સુંદરતાને પ્રાધાન્ય આપવું જોઈએ. આંતરીક સુંદરતા ધરાવતી મહિલા વ્યક્તિની શ્રેષ્ઠ જીવન સંગીની પૂરવાર થશે.** ફંક ફૂટ યુનિવર્સિટીના માનસશાસ્ત્રી ડૉ. જોહન આકર્ટ લખે છે કે ''અતિ સુંદર મહિલાઓ માને છે કે સુંદરતા એ જ માત્ર તેની સંપતિ છે. અને વધતી ઉમરનો સામનો કરી શકતી નથી. હોલીવુડની સુંદરીઓમાની અતિ નાજુક સુંદરી મેરેલીન મનરો કહેવાય છે કે પ્રથમ વખત તેના મુખારવિંદ પર અરીસામાં કરચલી જોઈને ભયંકર રીતે રડી પડી હતી. આંતરીક સુંદરતા ધરાવતી મહિલા શોધનાર વ્યક્તિ ખરેખર ભાગ્યશાળી છે જે પુરવાર કરશે કે તે ઉત્તમ જીવનસંગીની છે.

**લગ્નનો હેતુ રમત ભાગીદાર શોધવું નથી પણ યોગ્ય જીવન ભાગીદારનો છે. અને સૌથી શ્રેષ્ઠ ભાગીદાર આંતરીક સુંદરતા ધરાવનાર છે નહીં કે બાહ્ય સુંદરતા ધરાવનાર. આ સત્ય દરેક વિચારનાર સમજી શકે કે જે વાસ્તવિક દૃષ્ટિએ જોઈ શકે.**

## ૩૬. રાઈનો પર્વત બનાવવો

પતિ અને પત્ની વચ્ચેનો ઝઘડો કે વિવાદ ઘણી વખત તદ્દન મામુલી કારણોએ થતો હોય છે. આ સામાન્ય વિખવાદ ગંભીર પ્રકારનું સ્વરૂપ લે છે. પતિ પત્ની સાથે જીવન વીતાવતા હોવાથી સતત નજદીકીના કારણે ઘર્ષણ થતું હોય છે. આ જ દંપતિ જુદી જ પરિસ્થિતિમાં મળતા હોય તો મોટે ભાગે સારી રીતે વર્તે.

જો કોઈ દંપતિ તેમના મતાંતરને ક્ષુલ્લક સમજે તો ગંભીર પ્રશ્ન ઉપસ્થિત થાય જ નહીં. આ અજ્ઞાનતા તેઓને સામાન્ય કે ક્ષુલ્લક બાબતને અગત્યનું સમજે છે. દરેક વ્યક્તિનો સ્વભાવ અલગ હોય છે. આ કુદરતી પરિબળ છે. સ્વભાવની આ અલગતા વ્યક્તિ એકબીજાની ઓળખાણમાં હોય ત્યારે સપાટી પર આવતી નથી. જ્યારે સાથે જીવન વીતાવવાનું થાય ત્યારે બહાર આવે છે. દંપતિએ આ બાબત કુદરતી ગણીને સ્વીકારી તેનાથી આગળ તરફ દૃષ્ટિકોણ રાખી અર્થપૂર્ણ સંબંધ કેળવવા જહેમત ઉઠાવવી જોઈએ. જીંદગીમાં મોટાભાગની સમસ્યાઓ અજ્ઞાનતાના કારણે ઉદ્‌ભવે છે. પોતાની અજ્ઞાનતાને ઓળખી અને તે બાબતે કાંઈક જહેમત ઉઠાવે તો પોતાની બીનજરૂરી સમસ્યાઓથી બચી શકાય.''

## ૩૭. એક ઘટના

એક દિવસ મારા પર ભારતના કોઈ શહેરમાંથી ફોન આવ્યો. તે એક સન્નારી તરફથી હતો. કહેવામાં આવ્યું કે તેના બહેન અને બનેવીના મન

મળતા નથી. તેના સ્વભાવના તફાવતના કારણે છુટાછેડાના નિર્ણયની ક્ષણ પર આવી ગયા છે. તેમજ છુટાછેડા માટેના કાગળો પર તે જ દિવસે સહીઓ કરવાની તૈયારીમાં છે. તેણીએ મને તેની બહેનની ભલાઈ માટે દુઆ કરવા કહ્યું. મેં તે સન્નારીની બહેન સાથે ફોન પર વાત કરી. મે તેણીને તેમના નિર્ણય બાબતે કારણની પૃચ્છા કરી. અને તેણીએ કેટલીક ફરિયાદ કરી. તેણીને સાંભળ્યા બાદ મેં જણાવ્યું કે પ્રશ્ન એટલો ગંભીર નથી કે છુટાછેડા સુધી પહોંચે. બંને વચ્ચે જે મતમતાંતર હતા તે તેણીના વધુ પડતા લાગણીશીલતાના કારણે જણાયા હતા. તેણીના પતિ તેણીની કોઈ વાત ક્યારેય સાંભળતા નથી અને પતિની વાત હંમેશા સાંભળવી પડતી હતી. તે તેણીને ઘણા ઉદાહરણો ટાંકીને બતાવ્યું કે જીવન દ્વિપક્ષી આધાર પર કાર્ય કરતું નથી. બલ્કે તે એકપક્ષી આધાર પર દોડે છે. આ નિયમથી તેઓ અલિપ્ત નથી. મુક્ત નથી. આ સિદ્ધાંતને કુરઆન ૪/૩૪ માં કવ્વામીયત અથવા બોસીઝમ કહેવામાં આવ્યું છે. જેમ કે કોઈ કંપની અથવા સંસ્થાના બોસ અથવા મેનેજર હોય છે. તેવી જ રીતે દરેક ઘરમાં પણ બોસ અથવા મેનેજર હોય છે. આ કુદરતી કાનૂન છે. અને તે જાતિની સમાનતા કે અસમાનતા સાથે સંબંધકર્તા નથી. જો આપણે તેને ઓળખવામાં નિષ્ફળ જઈશું તો કદીય શાંતિ કે એકરાગિતા ઘરમાં કે સંસ્થામાં હશે જ નહીં. આ બહેને મારી સલાહ પ્રમાણે પતિ પાસે પાછી ફરી છુટાછેડાના કાગળો પાછા ખેંચ્યા **અને તેના પતિને કોઈ પણ પ્રકારની શરત વીના પોતાના Boss તરીકે સ્વીકાર કર્યો. તેઓનું લગ્ન જીવન સુંદર બન્યું.**

## ૩૮. ગુસ્સા પર અંકુશ

સંબંધોમાં ખટાશ આવવાનું મુખ્ય કારણ ગુસ્સો છે. ગુસ્સો ઝઘડામાં પરિણમે છે. પછી ધિક્કાર શરૂ થાય છે. ધિક્કાર સંબંધમાં છેવટે નુકસાનકારક બને છે. કોઈપણ સંબંધમાં આશરે ૯૦ ટકા વિખવાદ ગુસ્સાથી શરૂ થાય છે.

ગુસ્સો કુદરતી પરિબળ છે. તેનો એક જ ઈલાજ છે કે તેના પર કાબૂ રાખવો. ગુસ્સો ખરાબ નથી પણ જો તેને અંકુશમાં ન રાખવામાં આવે તો તે દૂષણ છે અને તે બીજાની જીંદગી બગાડે છે. ઉશ્કેરાટ બીજુ કંઈ નહીં પણ ક્ષણભર માટેની એક અનિચ્છનીય પ્રતિક્રીયા છે. તે જવાળાની જેમ ટૂંક સમય માટે પ્રજ્વળે છે, અને પોતાની મેળે જ શમી જાય છે, જો તેને બીજુ કોઈ બળતણ ન આપવામાં આવે તો. જો માનવી આ જાણી લે તો ગુસ્સો કાંઈ પણ ગંભીર વિક્ષેપમાં ન પરિણમે. ગુસ્સો માણસના મનમાં અગ્નિરૂપ હોય છે. અણગમતો શબ્દ કે અનુભવ આ અગ્નિને તણખો લગાવે છે. અને તેને ત્વરીત ભડકાવે છે. જોકે આ અગ્નિ ટૂંક સમયની હોય છે. **તેથી જ્યારે આપણે ગુસ્સામાં હોઈએ ત્યારે મનને બીજે વાળવું. જીભને કાબૂમાં રાખવી. ક્ષણભર માટે પ્રગટેલ અગ્નિને શાંત થવા દેવી. તે ડહાપણભર્યું રહેશે. એક વખત અગ્નિ શાંત થશે. ફરીથી આપણે સામાન્ય અવસ્થામાં પણ પાછા ફરીશું. ગુસ્સો અંકુશમાં રાખવો જરૂરી છે. તેથી તેને પ્રસરતા રોકી શકાય.**

## ૩૯. પ્રતિક્ષા નીતિ

જૂની કહેવત છે કે રાહ જુઓ અને સાવધ રહો. આ માત્ર કહેવત જ નથી તે કુદરતનો કાનૂન છે. પ્રતિક્ષા કરવાની નીતિ એટલે આજે જે મળ્યું નથી તે આવતીકાલે મળશે જ. તેવા ઉજ્જવળ ભવિષ્યની અપેક્ષા! આ નિઃશંકપણે મહાન ડહાપણભરી બીના છે. કે જે તમારી પાસે આજે નથી તે તમને આવતીકાલે મેળવી શકશો. તે શક્ય છે.

લગ્ન બાબતે પતિ અને પત્ની પ્રથમ દિવસથી જ પોતાની અપેક્ષા મુજબના હોવાની ધારણા રાખવાની ઘણી વખત ભૂલ કરે છે. તેઓ એકબીજાને અનુકૂળ થવા માટેનો સમય આપવા બાબતે ભૂલ કરે છે. એ જાણીતી બાબત છે કે નિર્ધારીત સમય પહેલા કશું જ બનતું નથી. તમારા માટે આવતીકાલે પ્રાપ્ત થવાનું હોય તે આજે મેળવવું શક્ય નથી.

જ્યારે પુરુષ અને સ્ત્રી લગ્નથી જોડાય છે અને ગૃહ સ્થાપે છે તે તદ્દન

નવો જ અનુભવ છે. તેઓ કુદરતી રીતે એકબીજાને સમજવાનું શીખશે. અને અકબીજાની અપેક્ષાએ પહોંચશે. આ પ્રથમ દિવસથી જ સ્વતઃ થશે. બંને એ પરસ્પરને મદદરૂપ થવું જોઈએ, એવા વ્યવહારથી અલિપ્ત રહેવું જોઈએ જે આ પ્રક્રિયાને અવરોધે. રાહ જોવાની નીતિ અપનાવો. આ કુદરતી વિકાસ થવાને સહાયરૂપ બને છે. તે સંપૂર્ણ બને ત્યાં સુધી તે કોઈપણ વિક્ષેપ વગર વિકસવા દેવું જોઈએ. આ સિદ્ધાંત દરેક મહાન સફળતાને લાગુ પડે છે. અને આ સિદ્ધાંત પતિ અને પત્નીને લાગુ પડે છે. રાહ જોયા પછી જ જેના માટે રાહ જોતા હતા તે પ્રાપ્ત કરે છે. આ કુદરતી કાનૂન છે. કોઈ દુન્યવી કાયદો કુદરતનાં કાનૂનથી મોટો નથી.

## ૪૦. અક્કડતા અથવા દૃઢનિશ્ચયતા

મારી પરદેશની યાત્રાઓ પૈકી એક પ્રવાસમાં એક ખ્રિસ્તી સન્નારીને મળ્યો. તેણીએ ખાનગી રીતે જણાવ્યું કે તેના પતિ ખૂબ જ દ્રઢ નિશ્ચયી, અક્કડ વલણ ધરાવે છે. અને તેની સાથે વ્યવહાર કરવો મુશ્કેલ છે. આવા વર્તનના કારણે વાત છેક છુટાછેડા સુધી પહોંચી છે. **મેં તેણીને કહ્યું કે આ ખરી સમસ્યા નથી. સમસ્યા તેણીના વિચારવાની રીતમાં છે. તેણીથી જુદી રીતે વિચારે તો તેણીનો પ્રશ્ન જ અદૃશ્ય થઈ જાય. તેના પતિને અકડુ કે જે નકારાત્મક અર્થ છે તેને બદલે તેને દૃઢનિશ્ચયી વ્યક્તિ તરીકે ગણાવા જોઈએ. હકારાત્મક શબ્દના પ્રયોગથી વ્યક્તિ હકારાત્મક રીતે વિચાર કરતો થાય. મેં તે સન્નારીને જણાવ્યું કે તેના પતિ દૃઢનિશ્ચયી વ્યક્તિ છે તે સારો અને પુરુષત્વ ગુણ છે.** જે વ્યક્તિમાં આવા ગુણનો અભાવ હોય તેમાં જીંદગીના પડકારોનો સામનો કરવાની હિંમત હોતી નથી. અને તેથી જીંદગીમાં સફળતાના પડકારો ઝીલીને સિદ્ધિ પ્રાપ્ત કરી શકતા નથી. તે સન્નારી વ્યવસાયી ભાષાંતરકારહતી. તેથી તેણી સૌમ્ય વલણ ધરાવતી જેથી તેના વ્યવસાયને અનુરૂપ હતું. તેણીના પતિ એક બહુરાષ્ટ્રીય કંપનીમાં મેનેજર હતા. જ્યાં કડક બનીને કોર્પોરેટ જગતના ઘણાં પડકારોને ઝીલવા જરૂરી

હતું. ઈશ્વરે તે સન્નારીને સૌમ્ય બનાવી કે જે તેણીના વ્યવસાયને માટે જરૂરી હતું. જ્યારે તેમના પતિનું કડક વલણ તેના વ્યવસાયને જરૂરી હતું. તેમના પડકારોને ઝીલવા માટે. તેથી તેણીએ ઈશ્વરની સામે ફરિયાદ કરવાને બદલે આભાર માનવો જોઈએ.

## ૪૧. સમજુ સન્નારી

મહારાષ્ટ્રીયન કુટુંબમાં બનેલ એક ઘટના અત્રે નોંધનીય છે. એક કુટુંબની દીકરીએ પોતાની પસંદગીના શિક્ષીત માણસ સાથે લગ્ન કર્યા. તે દંપતીને એક પુત્ર જનમ્યો. પરંતુ થોડા સમય પછી યુવા દંપતિમાં મતમતાંતર પેદા થયા. છેવટે તે એટલા બધા વધ્યા કે યુવતિ તેના પિતૃગૃહે પાછી ફરી. તેણીએ સઘળા દોષોનો ટોપલો તેના પતિ પર ઢોળ્યો. યુવતીની સઘળી વાત સાંભળીને તેણીની માતાએ જવાબ આપ્યો કે ''લગ્ન આખી જીંદગીના હોય છે. કાં તો તારા પતિ સાથે બાંધછોડ કરી તેને અનુરૂપ બન અથવા તારા જીવનનો અંત લાવ. તેની દિકરી તેની મા પાસે આવા પ્રતિભાવની અપેક્ષા રાખી ન હતી. અને તેને સખત આંચકો લાગ્યો. પરંતુ તુરંત જ તે અવસ્થામાંથી નીકળી નવેસરથી સ્થિતી અંગે વિચારવા લાગી. દરમિયાનમાં ''રઝાએ હયાત'' નામની આ લેખકની કિતાબ પુરેપુરી વાંચી લીધા પછી તેણીએ અનુભવ્યું કે તેણીની મા ખરી હતી. તેના પતિને અનુકૂળ થવા માટે પોતાના વલણમાં જરૂરી ફેરફાર કરવા જોઈતા હતા. તે સિવાય કોઈ જ વિકલ્પ ન હતો. તે યુવતીએ નવા જ પ્રકારના દૃષ્ટિકોણથી જીંદગી જોવાનું શરૂ કર્યું અને છેવટે પતિના ઘેર પાછા ફરવાનું નક્કી કર્યું. પાછા ફરીને કોઈ પણ પ્રકારની પૂર્વશરત વગર જીંદગીની શરૂઆત કરી. મેં અંગત રીતે જોયું છે કે બંને હવે સારા જીવનસાથી બની ગયા છે. **મતમતાંતરનો મુદ્દો રબ્બરની કડી જેવો છે. જો તમે તેને ખેંચો નહીં પરંતુ જો સામાન્ય સ્થિતિ રહેવા દો તો કોઈ પણ બાબત અંકુશ બહાર જશે નહીં અને સહેલાઈથી તેને કાબૂમાં રાખી શકાય.**

## ૪૨. દરેક પરિસ્થિતમાં સમભાવ

પતિ અને પત્નીના સંબંધો જાળવી રાખવા માટે કુરઆન દર્શાવે છે કે ઠીક અને માયાળુ રીતે તેઓની સાથે જીવો. જો તે તમને પસંદ ન હોય (તો) પણ અલ્લાહે તેમાં તમારા માટે ખુબ મોટી ભલાઈ મૂકી દીધી હોય. (૪/૧૯ ઉત્તરાર્ધ) આ સ્થિતિ બંનેને લાગુ પડે છે. તેનો અર્થ એ થયો કે સારી કૌટુંબિક જીંદગી માટે પોતાની પસંદગીવાળી વ્યક્તિ જ મળી છે. તેના પર આધારીત નથી. કુદરતી કાનૂન મુજબ તે શક્ય જ નથી. સફળ કૌટુંબીક જીવનનું રહસ્ય જ એકબીજાને પરસ્પર અનુકૂળ થવામાં જ રહેલું છે. **અને દેખીતી રીતે જ ખરાબ બાબતમાંથી સારું શોધવું એ જ સફળ જીવનનું રહસ્ય છે.**

માનવી સામાન્યતઃ સામાન્ય પ્રશ્નો સમસ્યાનો સામનો કરે છે. બધા જ એવું વિચારે છે કે તેમની પાસે છે તેના કરતા વધુ મળવું જોઈએ. આ રીતે અસંતોષી જીવ તેમની જીંદગી અપેક્ષા મુજબના આદર્શ પાત્ર મેળવવામાં ખર્ચી નાખે છે. અને આ આદર્શને એષણાની શોધમાં જીંદગીને દુઃખમાં પસાર કરે છે. **સુખ મન સાથે સંકળાયેલ પાસુ છે. તે તેની બહાર ક્યાંય અસ્તિત્વ ધરાવતું નથી. આ સિદ્ધાંત દરેકે સમજતા શીખવો જોઈએ. ત્યાર પછી જુદી રીતે બાબતને જોશો તો તમારી જાતે જ સુખી બનાવી શકો. કોઈ વ્યક્તિ તમને સુખની ભેટ આપી શકે નહીં.**



Born in 1925, in Azamgarh, Uttar Pradesh, is an Islamic spiritual scholar who is well-versed in both classical islamic learning and modern disciplines. The mission of his life has been the establishment of worldwide peace. He has received the Padma Bhushan, the Demiurgus Peace International Award and Sayyidina Imam-Al-Hassan Peace Award for promoting peace in Muslim societies. He has been called 'Islam's spiritual ambassador to the world and is recognized as one of it's most influential Muslims. His books have been translated into sixteen languages and are part of university curricula in six countries. He is the founder of the Centre for peace and Spirituality based in New Delhi.